શ્રીવિજયનીતિસૂરિ ગ્રંથમાળા—પુષ્પ ૧

# શ્રીતપોરત્ન મહોદધિ

આચાર્ય મહારાજશ્રીવિજયકલ્યાણસૂરિજીના

સદુપદેશથી.

: દ્રવ્યસહાયક :

શેઠ ભગુભાઈ ચુનીલાલ.

સ્વ. ધર્મપત્ની ચંચળબાઈના સ્મરણાર્થે

છપાવી પ્રસિદ્ધ કરનાર

લક્ષ્મીચંદ પ્રેમચંદ શાહ

સંવત ૧૯૯૫ * ભેટ * વીર સંવત ૨૪૬૫

श्री विजयनीतिसूरि ग्रंथमाळा—पुष्प १

# श्रीतपोरत्न महोदधि

આચાર્યમહારાજ શ્રીમાન્ વિજયકલ્યાણસૂરિજીના

—: સદુપદેશથી :—

: દ્રવ્ય સહાયક :

શેઠ ભગુભાઈ ચુનીલાલ

સ્વ. ધર્મપત્ની ચંચળબાઇના સ્મરણાર્થે

: છપાવી પ્રસિદ્ધ કરનાર :

લક્ષ્મીચંદ પ્રેમચંદ શાહ.

ધુસાપારજનીપોળ - અમદાવાદ.

સં. ૧૯૯૯ ભેટ. વીર સં. ૨૪૬૯

પ્રત ૫૦૦


મુદ્રકઃ—હીરાલાલ દેવચંદ શાહ. શ્રીશારદા મુદ્રણાલય,

પાનકોરનાકા—અમદાવાદ

॥ ॐ नमः श्री तत्त्वस ॥

योगे प्रत्येकविकृतिक्तचाम्लं चाप्युपोषितम् ॥
एवं नवदिनैर्योगशुद्धिः संपूर्यते तपः ॥१॥



# કિંચિદ્ વક્તવ્ય.

ધર્મવીર પ્રિય સજ્જનો? મોક્ષમાર્ગના સ્વરૂપને જણાવનાર દરેક ગ્રંથોના પ્રારંભમાં આમુખ (પ્રસ્તાવના) ની સંકલના આવશ્યક છે, કારણ કે તે ગ્રંથના એક પરિચ્છેદ તરીકે ગણાય છે. એમ શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં જણાવેલા ઉપક્રમ નિક્ષેપાદિના સ્વરૂપને જાણવાથી નિર્ણય થઈ શકે છે, આને ન્યાયશાસ્ત્રનો પણ સાથ છે. તેમજ અનુબંધ ચતુષ્ટય (૧. અધિકાર, ૨. અભિધેય, ૩. પ્રયોજન, ૪ સંબંધ.)ના ભેદોમાં પણ પ્રસ્તાવનાને સ્થાન મળેલું છે.

હરેક વ્યક્તિ ગ્રંથને હસ્તકમળમાં લેતા પ્હેલા જ પુછશે કે "ગ્રંથનુ નામ શું છે? ગ્રંથમાં શેનું અવતરણ છે? ગ્રંથ ઉત્પાદનનો હેતુ શું છે? ગ્રંથકાર કોણ છે? પ્રકાશનની ઉપયોગીતા કેટલી છે?" આ અને આવા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવા રૂપ સંક્ષિપ્ત સાર એનુંજ નામ આમુખ, સંપાદકિય, કિંચિદ્ વક્તવ્ય, પ્રયોજન, અવતરણ, પ્રસ્તાવના, આદિ ભિન્ન ભિન્ન સૂચક શબ્દોથી ગ્રંથ અવ-

લોકનકાર વીજળીવેગે પ્રસ્તુત ગ્રંથનું દીગ્દર્શન કરી શકે. તેટલા માટેજ ગ્રંથની શરૂઆતમાં મુકાવવાની પૃથા પ્રચલિત છે.

ઉપરોક્ત સૂચન મુજબ ગ્રંથ નિરીક્ષણને પ્રશ્નોત્તરની ઝડી વરસાવવાનો શ્રમ લેવો ન પડે, તેટલા માટે આ પ્રકાશનમાં "ગ્રંથ અવગાહનકાર શું જોશે ?" તેનું સંક્ષિપ્ત કથન અસ્થાને તો નથીજ, પરંતુ ઉપયોગી અને અતિ આવશ્યક હોવાથી આ સ્થળે રજુ કરવાની તક ઝડપીએ છીએ.

શ્રી જૈનશાસન રસિક શ્રમણોપાસક દાનાદિ ચતુર્વિધ ધર્મારાધક, ધર્મવીર, ધર્માનુરાગી અને તપારાધક ચતુર્વિધ સંઘ ભિન્ન ભિન્ન તપોની ઉત્સાહ પૂર્વક આરાધના વિના સંકોચે કરી-કરાવી શકે, તે ખાતર અઠ્ઠાશી પ્રકારના તપનું વર્ણન આચાર દિનકરમાંથી અને ચુમોતેર પ્રકારના તપો વિધિ પ્રપા આદિ અન્ય ગ્રંથોમાંથી સંશોધન કરી પ્રસ્તુત ગ્રંથમાં એકસો બાસઠ તપોને સંગ્રહિત કરવામાં આવેલ છે.

ગ્રંથમાં કેટલાક તપો અને તેના ગુણણા; જેવા કે- અષ્ટકર્મસૂદન, એકસો વીશ કલ્યાણક, એકસો સિત્તેર જિન, અક્ષયનિધિ, વીશસ્થાનક, છન્નુ જિન ઓળી, કલંકનિવારણ, દેવલ ઇંડા, બ્રહત્ સંસારતારણ, શત્રુંજય મોદક, સમવસરણ આદિ તપો વિધિ વિધાન અને ક્રિયા અનુષ્ઠાન સાથે માર્ગ-દર્શક સૂચનાથી સંપૂર્ણ સજીત આ **"તપોરત્ન મહોદધિ"** નામનું પુષ્પ જૈન જગત સન્મુખ **તીર્થોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ વિજયનીતિસૂરીશ્વરજી** ગ્રંથમાળાના પ્રથમ મણકા તરીકે આચાર્યદેવશ્રીના પરમભક્ત શેઠ ભગુભાઈ ચુનીલાલના દ્રવ્ય સહાય વડે પ્રકાશન કરાવી, રજુ કરતાં અમોને અત્યંત આલ્હાદ ઉત્પન્ન થાય છે.

ગ્રંથના પ્રારંભમાં તપનો મહિમા પ્રદર્શીત કરવા અંગે શ્રી આચાર દિનકર, સિંદુર પ્રકરણ અને તપ કુલકમાંથી છુટક શ્લોકો લઇને અર્થ સાથે તપસ્વીનું હૃદય સ્ફુરાયમાન થાય તે અવલંબીને મુકવામાં આવેલ છે. તેમજ આ પુષ્પમાં રજુ કરાયેલ તપો જેના આધારે મુકવામાં આવેલ હોય તે ગ્રંથોના નામોનું લીસ્ટ તે તપોના નામની સામે આપવા સાથે સાથીઆ, ખમાસમણા વગેરે સાંકેતિક શબ્દની નોંધ પણ આપવા ઉપરાંત અગાઢ, અનાગાઢ તપનુ સ્વરૂપ પૃષ્ઠ ઉપર આપેલ છે.

શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી સં. ૧૯૩૧ ની સાલમાં "તપોરત્ન મહોદધિ" નામનો ગ્રંથ બહાર પડેલ કે જે હાલ અલભ્ય છે, તેના અનુસારે આ **"તપોરત્ન મહોદધિ"** બહાર પાડેલ છે. જે માટે તેની અહીં આભાર સહ નોંધ લઇએ છીએ.

આ ગ્રંથાંકનો તપસ્વીઓ અને જૈન જનતા બહોળા પ્રમાણમાં લાભ લઈ કર્મોના ક્ષય કરવા રૂપ ઉપરોક્ત તપોની ક્રિયા અનુષ્ઠાન સહ:આરાધના કરી, શાસનનો ઉદ્યોત કરવા સાથે સ્વઆત્માનું કલ્યાણ સાધશે તો અમારો આ શ્રમ ફળીભૂત થયો માનીશું. અને તેજ હેતુ સહ આ કિરણ તેવા ભાવીકો, જૈન સંસ્થાઓ તથા પૂજ્ય સાધુ, સાધ્વીગણને દ્રવ્યસહાયક તરફથી સાદર ભેટ આપવાનો નિર્ણય કરાવેલ છે.

વિજયકલ્યાણસૂરિ.

## તીર્થોદ્ધારક આચાર્યદેવ

# જીવન ઝરમર.

જૈન શાસનના સ્થંભ સમા બાળબ્રહ્મચારી, તપસ્વી, રૈવતાચલ, ચિત્રકૂટાદિ તીર્થોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ વિજય-નીતિસૂરીશ્વરજી મહારાજ સંવત્ ૧૯૩૦ ના પોષ સુદિ ૧૧ ના સૌરાષ્ટ્ર ભૂમિના વાંકાનેર શહેરમાં, દશાશ્રીમાળી જ્ઞાતિના શેઠ ફુલચંદભાઈના ધર્મપત્ની ચોથીબાઈના કુક્ષીથી છઠ્ઠા બાળક અને ચોથા પુત્ર તરીકે જન્મી, નિહાલચંદના નામથી પ્રસિદ્ધ થયા.

બાળ અને યુવાન વયમાં વ્યવહારિક અને ધાર્મિક જ્ઞાનાભ્યાસ કરતાં, અઢાર વર્ષની ઉમરથી હૃદયમાં વૈરાગ્ય ભાવનાના બી રોપાતાં, સંસાર પ્રત્યેનો મોહ ઓછો થયો. જેમ જેમ વૈરાગ્ય વૃત્તિને વધુ પોષણ મલતું ગયુ તેમ તેમ આ દુન્યવી સુખને અસાર માની, તેને તીલાંજલી આપવાનો દ્રઢ નિશ્ચય વધતાં ત્યાગી બનવાની ધગશ વધી અને પરમ ઉદ્ધારક ગુરૂદેવની શોધમાં, માદરવતનથી સૌરાષ્ટ્ર ભૂમિમાં સંસારી વેશમાં પગ ન મુકવાનો નિર્ધાર કરીને નીકળી પડ્યા, શોધતાં શોધતાં મુનિ સિદ્ધિવિજયજી (સિદ્ધિસૂરિજી) પાસે ગયા, પરંતુ તેઓશ્રીએ વડિલોની આજ્ઞા વિના ચારિત્ર આપવાની ચોખ્ખી ના સુણાવતાં તેમની પાસે વિદાયગીરી

માંગી. દાહદથી મહેરવાડા તરફ જતા રસ્તામાં સ્વયં સંસારી કપડા ઉતારી, આમ્ર વૃક્ષ નીચે શિરમૂંડન કરાવીને સંવેગીના કપડા પહેરી, સં. ૧૯૪૯ ના અસાડ સુદિ ૧૧ ના સાધુ બન્યા. અને મહેરવાડા એકલા ચાતુર્માસ રહ્યા.

ચાતુર્માસ પૂર્ણ થયે મુનિશ્રી કાન્તિવિજયજી પાસે ભાગવતી દીક્ષાની ક્રિયા કરાવી બાર વર્ષ સુધી જ્ઞાનાભ્યાસ કરી, આગમો અને દ્રવ્યાનુયોગનું જ્ઞાન સંપાદન કરી, વિદ્વાન વ્યાખ્યાનકાર સાધુ તરીકેની નામના મેળવી યોગવહન કરી, સં. ૧૯૬૧ ના માગશર સુદિ ૫ ના સુરતમાં ગણિપદ અને પં. ભાવવિજયજી મહારાજની કૃપાથી સં. ૧૯૬૨ ના કારતક વદિ ૧૧ ના પન્યાસપદ, પાલીતાણામાં મેળવ્યા બાદ ચૌદ વર્ષનો કાળ વિહાર, વ્યાખ્યાન, ઉપદેશ અને અધ્યયન મનનમાં વ્યતિત કરતાં ઉંચા પ્રકારની નામના મેળવતાં અમદાવાદના ડેહલાના, પગથીઆના, લવારની પોળના અને વીરના ઉપાશ્રયના સંઘના અને દેશાવરોના સંઘોના અત્યાગ્રહથી ગુરૂદેવે પોતાના સ્વહસ્તે વાસક્ષેપ નાખી, શાસનના આ ઝળકતા સીતારાને આચાર્ય–પદારોપણ વિધિ સંવત ૧૯૭૭ના માગશર સુદિ ૫ ના મંગળ દિને સંઘ સન્મુખ નંદિની ક્રિયાથી કરાવી હતી.

આચાર્યપદની મહાન ધુરાનો સ્વીકાર કર્યા પછી તેમના માથે આવી પડેલી જૈન સમાજની ધાર્મિક બધી જવાબદારીઓનો, તેઓ અભ્યાસ કરવા લાગ્યા અને જરૂરી કાર્યો ઉપાડવા લાગ્યા. આચાર્યદેવે પોતાના ૪૯ વર્ષના કાળ દરમિયાનમાં પોતે ૨૭ ભાગ્યવંતાઓને પ્રવ્રજ્યા આપી, પોતાના શિષ્ય અને પચાસ કરતાં વધારે ભાગ્યશાળીઓને

ભાગવતી દીક્ષા આપી પ્રશિષ્યાદિ બનાવવા ઉપરાંત સેંકડો નર-નારીઓને ભાગવતી દીક્ષા આપી સાધુ-સાધ્વીઓ બનાવ્યા, એકંદર અઢીસોક સાધુ-સાધ્વીને જૈન શાસનના પંચમહાવ્રતના ઉપાશક બનાવ્યા હતા. વળી તેઓના ગાંભીર્યભરેલા સ્વભાવથી અને મીઠી વાણીથી અનેક ભક્તજનો તેઓની આજુબાજુ હંમેશા વિંટળાયેલા રહેતાં, જેઓને ઉપદેશ આપી. ૩ સિદ્ધાચળના, ૨ કેસરીયાજીના, ૧ કચ્છ ગીરનારનો, ૨ સંખેશ્વરજીના, ૧ કાપરડાજીનો અને ૧ જેસલમીરનો એમ દશ 'છ'રી પાળતા સંઘો, જૂદા જૂદા વીસેક વ્યક્તિઓને વીશસ્થાનક, નવપદજી, પંચજ્ઞાન, બારવ્રત આદિ વ્રતોના ઉદ્યાપનો, તેમજ બાવીસેક વ્યક્તિઓને જૂદા જૂદા સમયે ઉપધાનતપ મહોત્સવની આરાધના અને ગિરનાર, ચિત્રકુટ, કુંભારીયાજી, તારંગાજી, સંખેશ્વરજી, સુરત, વાપી, રૂપા સુરચંદની પોળ અમદાવાદ, આદિ સ્થળોએ પ્રતિષ્ઠા મહોત્સવો, રાધનપુર અને કાપરડાજી બોર્ડિંગો, અને જૂદા જૂદા ગામોમાં મળી ૫૬ પાઠશાળાઓ, અમદાવાદ પાટણમાં લાયબ્રેરીઓ આદિ જ્ઞાનની પરબો વહેતી મુકાવવા ઉપરાંત પાલીતાણા, પુર, આહડ, ફલોધિ આદિ સ્થળોએ ધર્મશાળા આદિ અનેક શાસન ઉદ્યોત ખાતાઓ ખોલાવી, ઓછામાં ઓછા અર્ધ કરોડ ઉપરાંત રકમનો સદ્વ્યય કરાવ્યો છે.

આ રીતે આચાર્યશ્રી સમાજના આવા મામુલી ચાલુ કાર્યો કરાવવામાં જ માત્ર ઉત્સાહિ હતા તેમ નહોતું, તેઓ સમાજના પોલીટીકલ પ્રશ્નોમાં અને તીર્થોના રક્ષણના પ્રશ્નોમાં પણ ખૂબ ખ્યાલ રાખતા હતા. રેવતાચલ તીર્થ ઉપરના

જિનાલયોની જીર્ણ સ્થિતિ થઇ ગયેલ હોવા છતાં, તે તીર્થની વહિવટ કરતી પહેડી પાસે આર્થિક સંજોગો સદ્ધર હોવા છતાં, જીર્ણતા ટાળવાના કાંઈ પણ પ્રયત્ન રાજકીય સંજોગોના અંગે કરી શકી નહોતી, તે બાબત આચાર્યશ્રીના હૃદય ઉપર આવતા રાજ્યના કર્મચારી મંડળ પ્રત્યે લાગવગનો ઉપયોગ કરી, કરાવી આજદિન સુધી જે કાર્ય થયું નહોતું તે કરાવવાની રાજ્ય પાસેથી પરવાનગી મેળવી, ગિરનારના જીર્ણ જિનાલયોનો જીર્ણોદ્ધાર સ્વતંત્ર રીતે જૂદી કમિટી નિમી તે દ્વારા શરૂ કરાવી, તે કાર્ય માટે ખૂબ જ જહેમત ઉઠાવી સમાજના નવેક લાખથી વધુ રકમ ખર્ચાવી, સેંકડો વર્ષ સુધી તેના માટે ચિન્તા ન રહે તેવું કાર્ય સમાપ્ત કરાવી તીર્થના જિનાલયો દીર્ઘાયુષ્ય બનાવેલ છે. આ સિવાય પણ તારંગાજી, જેસલમીર, કાપરડાજી, કુંભારીયાજી, ચિત્રકુટાદિ તિર્થો અને મેવાડ, માળવા, ગુજરાત, કાઠીયાવાડના કેટલાય ગામોના જિનાલયોના જીર્ણોદ્ધાર કરાવવામાં પણ ભક્તજનો પાસે મોટા પ્રમાણમાં નાણાનો સદ્‌વ્યય કરાવેલ છે. એકંદર માત્ર જીર્ણોદ્ધારના કાર્યમાં બાર લાખથી વધુ રકમનો સદ્‌વ્યય કરાવેલ હશે. સાચી વાત તો એ હતી કે જેનો આત્મા જ પ્રાચીન જીનાલયોના જીર્ણોદ્ધાર અને મહાવીરના વારસોને જ્ઞાનપિપાસાથી તૃપ્ત કરવામાં ઓતપ્રોત થઇ ગયેલો હતો. જેમને નવીન કોઈ પણ કાર્ય ગમતું જ નહિ. કેટલાય ભક્તજનોએ નવીન પ્રતિમાઓ ભરાવવા અને અંજનશલાકા કરાવવા આચાર્યદેવને વિજ્ઞપ્તિ કરેલ, છતાં પણ તેમનો હરેક પ્રત્યે એક જ સંદેશો હતો કે નવીનના બદલે પ્રાચીન તત્વોને સાચવવામાં, સમાજનો એકેએક વ્યક્તિ

ઉદ્યમી અને મશગુલ રહે એ જ વધારે હિતકર શાસનની ઉન્નતિ માટે છે.

આચાર્યદેવે જેટલી લાગણી ગીરનારના જીર્ણોદ્ધારમાં રાખેલ તેથી પણ વધુ લાગણી સિદ્ધગિરી બાબતમાં પણ રાખી, અનેક એજન્સી અમલદારો દ્વારા લાગવગનો ઉપયોગ કરાવી, પાલીતાણા દરબાર સાહેબ સાથે રખોપાના પ્રશ્નનું સમાધાન કરવા પ્રયત્ન કરેલ, પરંતુ તે સમયમાં શેઠ આણંદજી કલ્યાણજીના કાર્યવાહકો માત્ર એકજ તરફ ખેંચાયેલ હોઈ, આચાર્યદેવના પ્રયત્નો પ્રત્યે દુર્લક્ષ દાખવતા હતા એટલે તે કાર્યમાં આચાર્યદેવ યશ સંપાદન કરી, શાસનસેવા કરી શકયા નથી.

આચાર્યદેવનો સ્વભાવ મીલનસાર, શાન્ત, ગાંભીર્ય-પૂર્ણ અને નીષ્કલેષી હોવાથી દરેકને મળતાની સાથેજ પોતાના બનાવી શકતા હતા. તેઓશ્રીના જીવનમાં એક પણ એવો દાખલો નહિ મળે કે આચાર્યશ્રીથી કોઈ પણ વ્યક્તિ પછી તે કોઇ પણ સમુદાયનો સાધુ હોય કે કોઈ પણ સંપ્રદાયનો શ્રાવક હોય તે જરા પણ નારાજ કે નાખુશ થયો હોય. તેઓશ્રીના વરદ હસ્તે સ્વસમુદાય સિવાય પર સમુદાયના અનેક સાધુ, સાધ્વીઓને ભાગવતી દીક્ષા, બ્રહત દીક્ષા, પદવીપ્રદાન અને માંડળીયાયોગથી તે શ્રીભગવતીજી જેવા મહાન સૂત્રના યોગ સુધીના યોગવહન કરાવાયેલ છે, જેમાં મુખ્યત્વે લવારનીપોળના પન્યાસશ્રી પ્રતાપવિજયજી મહારાજ, વાગડોદ્ધારક મુનિશ્રી જીતવિજયજી મહારાજ, મોહમયી નગરીનો સાધુમાર્ગ ખુલ્લો કરનાર મુનિશ્રી મોહનલાલજી મહારાજ, શાન્તમૂર્તિ આચાર્ય શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરિજી

મહારાજ, અધ્યાત્મી આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ અને વિમળગચ્છ આદિ સમુદાયના સાધુ, સાધ્વીઓએ વિશેષ પ્રમાણમાં લાભ લીધેલ છે. તેઓશ્રીની આ પદ્ધતિથી દુનીયાભરનો સાધુ સમુદાય આજે સદ્ગત આત્માના યશોગાન ગાઈ રહેલ છે. આચાર્યદેવની આવી પ્રેમાળ લાગણી અને સેવાભાવના માત્ર સંવેગી સમુદાય પ્રત્યે હતી તેમ નહિ, પણ યતિ વર્ગ કે સ્થાનકવાસી સમુદાયના સાધુઓ પ્રત્યે પણ ખૂબજ હતી. જે પ્રેમ અને સદ્ભાવનાથી આકર્ષાઈ આજે સ્થાનકવાસી સંપ્રદાયના બત્રીસ વર્ષથો તે છ વર્ષ સુધીના દીક્ષિત નવ સાધુઓ અને યતિ વર્ગમાંથી પણ ત્રણ યતિઓ, આચાર્યશ્રીના પરિવારમાં શિષ્ય પ્રશિષ્યો તરીકે સંવેગીવેશમાં મોજુદ છે. એજ આચાર્યશ્રીની સમભાવ દૃષ્ટિ સિદ્ધ કરી આપે છે.

આચાર્યદેવે પોતાના ઓગણપચાસ વર્ષના ચારિત્ર પર્યાયના સમયમાં મોહમયીથી મારવાડ અને વેરાવળથી ઉજ્જૈન સુધીમાં ૧૫, અમદાવાદ, ૫, રાધનપુર, ૩ સિદ્ધગિરી, ૨ પાટણ, ૨, વીરમગામ, ૨, સુરત, ૧ મુંબાઇ, ૧, રાજકોટ, ૧, વાંકાનેર; ૧, જેતપુર, ૧, જુનાગઢ, ૧, વેરાવળ, ૧, કપડવંજ, ૧, વીજાપુર, ૧, વીસનગર, ૧, વડનગર, ૧, સીપોર, ૧, ઉંઝા, ૧, ચાણસ્મા, ૧, મહેરવાડા, ૧ સાદડી, ૧, સીવગંજ, ૧, પોકણ–ફલોધિ, ૧, જાવાલ, ૧, ઉદયપુર, ૧ ઉજ્જૈન, આ રીતે હિંદભરના જૂદા જૂદા પ્રદેશોની યાત્રા કરી ઉપરોક્ત સ્થળોએ ઓગણપચાસ ચાતુર્માસ કરી, સેંકડો જીવોને ઉપદેશ દ્વારા પ્રતિબોધ આપી. બારવ્રત, ચતુર્થવ્રત, અને બીજ, પંચમી, અષ્ટમી, એકાદશી, ચતુર્દશી, વીશ-

સ્થાનક, વર્ધમાનતપ, રોહિણી આદિ તપોના વ્રતો ઉચ્ચરાવી ઉચ્ચરાવી ધર્મના સન્માર્ગે ચઢાવ્યાં હતા, તેટલુંજ નહિ પણ તેઓશ્રીએ ભક્તજનો પાસેથી ઉપદેશદ્વારા જૂદા જૂદા શાસન ઉદ્યોતના ખાતાઓમાં અડધો કરોડ ઉપરાંત રકમનો સદ્ઽવ્યય કરાવેલ છે. જેમાં મુખ્યત્વે મોટી રકમનો ફાળો આપનારા તેઓશ્રીના અથંગ ભક્તજન શેઠ ખોડીલાલ સૌભાગ્યચંદની ધર્મપત્ની ગલબીબાઇ "કૈસરે હિન્દ," શેઠ પ્રેમચંદ મુળજી ધનજી, શેઠ વાડીલાલ પુનમચંદ, મસાલીયા વમળસી જીતમલભાઈ આદિ રાધનપુરના, શેઠ જીવરાજ ધનજી અને તેમના ધર્મપત્ની હીરૂબ્હેન કચ્છ–માંડવીના, શેઠ ચુનીલાલ ખુશાલદાસ; શેઠ મગનલાલ ઠાકરસી, શેઠ સાંકળ-ચંદ નગીનદાસ, શેઠ મણીલાલ સુરચંદ, શેઠ વાડીલાલ છગનલાલ વાયવાળા, શેઠ વાડીલાલ મગનલાલ અપ્પા, શા. સાંકળચંદ જીવણલાલ વેલારવાળા; શેઠ સેનાભાઈ ચુનીલાલ, શેઠ ધોળીદાસ ચીમનલાલ, શેઠ છગનલાલ ઇચ્છાચંદ શેઠ નાથાલાલ હઠીસંગ આદિ અમદાવાદના, શેઠ કલ્યાણભાઇ વાલચંદ, શેઠ મગનલાલ સાંકળચંદ આદિ સીપોરના, શેઠ વધુભાઈ હેમચંદ પાટણના, શેઠ ચત્રાશા લાલચંદજી ઉજ્જે-નના, શેઠ ગોમરાજજી ફતેચંદજી, શેઠ ફોજમલજી આદિ સીવગંજના, શેઠ જેશીંગભાઇ પરસોતમદાસ વીજાપુરના, મુનિમ કીશનલાલજી લુણાવટ પોકણ–ફલોધિના, શેઠ વાડીલાલ ચત્રભુજ, શેઠ ચુનીલાલ દુર્લભદાસ આદિ ભાવનગરના અને શેઠ જવાનમલ હજારીમલ વાંકલીના આદિ અનેક ભક્તજનોએ અસાધારણ રકમોના આચાર્યદેવના સદુપદેશથી સન્માર્ગે વ્યય કરેલ છે.

આચાર્યદેવનું સાધ્યબીન્દુ તીર્થોદ્ધારક અને જીર્ણોદ્ધારનું હોવા છતાં પણ શ્રાવકગણની ઊન્નતિ તરફમાં પણ તેમનું લક્ષ ઓછુ નહોતું. તેઓશ્રીએ શ્રાવકગણ, ધર્મના સન્માર્ગમાં જોડાય અને પોતાનો અભ્યુદય કરી શકે તે માટે જામનગરની આજુબાજુના અશિક્ષીત ડબાસંગ પ્રદેશમાં જાતે ફરી પીસ્તાલીસેક પાઠશાળાઓ સ્થાપન કરાવી, આજ પર્યંત લગી તેઓશ્રી દર વર્ષે ભક્તજનોને ઉપદેશ આપી ડબાસંગ પ્રદેશમાં પચીસેક રૂપીઆ મોકલાવતા હતા. આજે આ પૂનિત આત્માના જ્ઞાન વૃદ્ધિના પ્રયત્ને ડબાસંગ પ્રદેશનો શ્રાવકગણ, આફ્રીકા જેવા દૂર દૂરના પ્રદેશનું દેશાંતર કરી સમૃદ્ધિવાન બનેલ છે. અને તેને આભારી આજે આચાર્યશ્રીની સ્થાપન કરેલ બધી પાઠશાળાઓના ખર્ચનો બોજો, સ્થાનિક આગેવાનોએ ઉપાડી લેવા સાથે જામનગરમાં પોતાના છોકરા અભ્યાસ કરી જ્ઞાનમાં આગળ વધી શકે તે માટે આલીશાન બીલ્ડીંગ બંધાવી, એકસો વિદ્યાર્થી લાભ લઇ શકે તેવી આલીશાન બોર્ડિંગ ખોલી, આચાર્યશ્રીનું સાચુ સ્મારક ડબાસંગવાસીઓએ કરેલ છે, તેમ કહીએ તો તે અતિશયોક્તિ ભરેલ નહી કહેવાય. ઉપરાંત મેવાડ, ગુજરાતમાં પણ પાઠશાળાઓ અને બોર્ડિંગો ખોલાવી શ્રાવકગણ પ્રત્યે ધર્મગુરૂ તરીકેની ફરજ બજાવવાનું પણ તીર્થોદ્ધારક આચાર્યદેવ ચુકેલ નથી.

આચાર્યશ્રીના જીવનમાંથી ધડો લેવા યોગ્ય તો એ છે કે તેઓશ્રીના પનોતા પગલા જે સ્થળોમાં થાય, તે સ્થળના ક્લેષમય વાતાવરણનું નિવારણ કરાવ્યા સિવાય તેઓ જંપીને બેસી શકતા નહિ. જેવા કે—ચાણસ્મા સંઘના અરસપરસના ભોજનવ્યવહારના કુસંપનું નિવારણ કરી બધાને

સંગઠિત કરી ત્યાંનું કાર્ય પાર પાડયું હતું. તેવી જ રીતે કડી આદિ અનેક ગામના સંઘોના વૈમનસ્યનું પણ નિવારણ કરેલ, વળી મુનિ સંમેલન સમયે તો તેઓએ વિચારક પાર્ટીની આગેવાની લઇ ભરદરીયે ડોલતા સંમેલનના નાવને આબાદ પાર ઉતાર્યું હતું, તેટલું જ નહિ પણ રાધનપુર સં. ૧૯૯૨નુ ચાતુર્માસ કરી સં. ૧૯૯૩ ની ગ્રીષ્મ ૠતુમાં પાટણ પધારતાં જ કેટલાક સમયથી યુવકસંઘ અને સોસાયટી વચ્ચેના વિરોધના લીધે બન્ને પક્ષ વચ્ચે અમર્યાદિત પણે વૈમનસ્ય વધી પડેલ તેના સાચા ઉકેલમાં ગુંથાયેલા, અને શાસનદેવે તેમને તેઓના તે નિખાલસ કાર્યમાં સાથ આપી બન્ને પાર્ટીના નેતાઓની સહૃદયતાને આભારી સંપૂર્ણ સફળતા મળી, આવા દીર્ઘકાળના ઝેરી ક્લેષમય વાતાવરણનું તીર્થોદ્ધારક આચાર્યદેવના પ્રયત્ને નિર્મૂળ થવાથી પાટણવાસીઓ આનંદની રેલમછેલમાં ઉછળી રહેતાં, વૈસાખ વદિ ૨ ના ભોગીલાલ લહેરચંદ તરફથી સ્વામીવાત્સલ્ય અને વદિ ૩ ના સંઘવી નગીનદાસ કરમચંદ તરફથી પ્રભુઆંગી, અને પૂજા આદિ પંચાસરાજીના જિન ચૈત્યે કરી સામાધાનની ઉજવણી કરી હતી. સ્થળના અભાવે બધા પ્રસંગો રજુ કરી શકાયા નથી પરંતુ આવા વૈમનસ્ય નિવારણના અનેક ગામોના કાર્યોમાં આચાર્ય દેવશ્રી ફળીભૂત થયેલ હતા.

આવા આવા અનેક સદ્ગુણોથી ભરપૂર આચાર્યદેવની અંતિમ ભાવના, ચિતોડગઢના ખંડિયરોનો જીર્ણોદ્ધાર પૂર્ણ કરાવી. તેને તિર્થમય બનાવવાની હતી. અને સાથે મેવાડની ભૂમિનો ઉદય કરવા અને તેના માટે તેઓશ્રી ત્રણ વર્ષ થયા શારિરીક સ્થિતિ દુર્બળ હોવા છતાં પણ, અવીરત શ્રમ લઇ

તે જ કાર્યની પૂર્ણાહૂતી માટે તે પ્રદેશને લાયક મુનિગણ એકત્ર કરી, તેજ પ્રદેશમાં અમુક સંખ્યામાં કાયમ માટે સાધુ, સાધ્વી ગણનો વિહાર રાખી જિનાલયો અને શ્રાવક-ગણનો ઉદ્ધાર કરવામાં મશગુલ હતા. અને તેની ફળ પ્રાપ્તિમાં સં. ૧૯૯૫ના મહા સુદિ ૧૦ ના દિને ઘણા દીર્ઘકાળના દીક્ષિત પાંચ સ્થાનકવાસી સાધુઓને સંવેગી દીક્ષા આપી, પોતાના શિષ્યો બનાવી, તેઓને અને અન્ય સાધુઓને સાથે લઇ રાજનગરથી મેવાડના ઉદ્ધાર અર્થે પ્રયાણ કર્યું. અને ચિતોડના જીર્ણોદ્ધારનું કાર્ય પણ તડામાર ચાલુ રખાવ્યું, પરંતુ શારિરીક કારણો અને જીર્ણોદ્ધારને આર્થિક મદદ મળી શકે તેટલા ખાતર મારવાડમાં બે ચાતુર્માસ કરી સંવત ૧૯૯૮ ના માગશર માસમાં ઉદયપુર ચિતોડગઢની પ્રતિષ્ઠા કરાવવા માટે ઉદયપુર સંઘ અને જીર્ણોદ્ધાર કમીટિના અત્યાગ્રહથી પધાર્યા. દરમિયાન શારિરીક સ્થિતિ ઘણી જ કઢંગી થઈ ગએલ, પરંતુ મનોબળ એટલું બધુ મજબુત રાખ્યું કે અનેક ભક્તજનો અને ડોકટરો આવી જવાબદારી વ્હોરી મેવાડ બાજુ વિહાર કરવાની ચોખીના સુણાવતા હોવા છતાં પણ ઉદયપુર પધાર્યા. જ્યાં તેઓની વિહારના શ્રમથી તબીયત લથડી છતાં પણ સાધારણ આરામ થતાં જ ચિતોડગઢની પ્રતિષ્ઠા આત્મપ્રાણ હોવાથી ડોકટરો અને વૈદ્યોની સદંતર ના છતાં ચિતોડના પ્રસિદ્ધ વૈદ્ય યતિશ્રી બાલચંદજીના અનુ-મોદનથી પોસ સુદી ૧૫ ના ઉદયપુરથી વિહાર કરી, પોસ વદી ૨ ના ઉદયપુર રાજ્યનું માનીતું મહાન તિર્થ એકલિંગજી પધાર્યા. જ્યાં તબીયતમાં એકાએક બીમારી વધી પડતાં, શિષ્યસમુદાય અને ભક્તજનો ચિંતાતુર બનતા ઉદયપુર

સમાચાર મોકલતા, ત્યાંથી અનેક ભક્તજનો ડોકટર, વૈદ્યો આદિ અનેક સાધનો સાથે ઝડપી વાહનથી મોટા સમૂહમાં એકલિંગજી આવ્યા. પરંતુ "જેની ટુટી તેની બુટી નહિ" એ કહેવતાનુસાર અનેક મહેનત અને ઉપચાર કરવા છતાં, રોગની વ્યાધિને અંકુશમા ન લઇ શકાયું ત્યારે આચાર્યદેવે સ્વમુખે ઉપચાર કરવાની ના પાડી, ધ્યાનસ્થ અવસ્થામાં રાખવાનું સૂચન કરતાં ધાર્મિક પ્રવચનો અને સરણા ચાલુ રાખતાં, પોસ વદિ ૩ ના પરોઢના પાંચ વાગતાના સમયે મહાવીર શાસનના આ ઝગમગતા સીતારાએ આ ફાની દુનિયાનો ત્યાગ કરી, શિષ્યપ્રશિષ્યાદિ અને ભક્તજનોને રખડતા રઝળતા મૂકી જયોતમાં જયોત મીલાવી અલોપ થઈ ગયાં.

અનન્ય ગુરૂભક્ત.

લક્ષ્મીચંદ પ્રેમચંદ શાહ.



## શ્રેષ્ઠિવર્ય ભગુભાઈ ચુનીલાલ




શ્રી જૈન શાસનરસિક શ્રમણોપાસકાદિ જૈનોના વિશાળ સમુદાયથી અને સંખ્યાબંધ ભવ્ય જિનાલયાદિ ધાર્મિકસ્થાનો તથા દાનાદિ ચતુર્વિધ ધર્મારાધક, ધર્મવીર, દાનવીર, દયા-વીર હજારો નરરત્નોથી વિભૂષિત જૈનપુરી તરીકે પ્રખ્યાત રાજનગર (અમદાવાદ)ના ભવ્ય ઇતિહાસે ઘણાએ ઐતિહાસિક મહાગ્રંથોનું અપૂર્વ ગૌરવ વધાર્યું છે અને અધ્યાપિ વધારે છે.

રાજનગર પ્રાચીન અને ઉદ્યોગિક ક્ષેત્ર હોવાથી મોહમયીનગરીની માફક દૂરદૂરના અને આજુબાજુના દેશોમાંથી લાખો માનવસમૂહનો વસવાટ થયેલ છે. જેમાં મુખ્યત્વે જૈનો વિશાળ સમૂહમાં હોવા સાથે વાણિજ્ય અને ઉદ્યોગિક ક્ષેત્રમાં પણ અધિક કાબુ ધરાવતા હોવાથી ધનાઢ્ય બનવા સાથે સંપાદન કરેલ લક્ષ્મીનો સન્માર્ગે સદ્વ્યય કરી જનતાને ચકિત કરી મૂકી છે અને વર્તમાનકાળમાં ચકિત કરી મુકે છે. રાજનગર એકલા શ્રીમાનથી ભરેલું છે તેમ નથી પણ વિદ્વાનો અને વૈજ્ઞાનિકોથી પણ ભરચક છે.

આવા અનુપમ નગરના ગુસાપારેખની પોળમાં ઉક્ત રત્નનો શેઠ ચુનીલાલભાઈના સહધર્મચારિણી આજ્ઞાધારક દીવાળીબ્હેનની કુક્ષીએ સં. ૧૯૩૦ ના ભાદરવા સુદિ ૬ ના મંગળદિને બીજા પુત્ર તરીકે પ્રસવ થયો. "પુત્રના

લક્ષણ પારણામાં" એ કહેવતાનુસાર બાળવયથી જ ધાર્મિક અને વ્યવહારિક અભ્યાસ ઉત્સાહભેર કરતા હોવાથી અઢાર વર્ષની ઉમ્મરે પહોંચતાં મેટ્રીક પર્યંત વ્યવહારિક અને આવશ્યક ધાર્મિક જ્ઞાન સંપાદન કરી શેઠ ચુનીલાલ ખુશાલદાસ નામની પોતાની પેઢીમાં જોડાઇ વ્યાપારી અને ઉદ્યોગિક જ્ઞાન વડીલોની દોરવણી નીચે પ્રાપ્ત કરી પેઢીના શુકાની બની, પેઢીના સંચાલનમાં ખૂબજ કાળ ભાગ લઈ પહેડીને ઉન્નતિનાં શીખરે પોતાની બુદ્ધિ અને કૌશલ્યતાથી પહોંચાડી છે.

શેઠ શ્રી સંવિગ્ન ગીતાર્થ તીર્થોદ્ધારક આચાર્યશ્રી અને પન્યાસશ્રી મોતીવિજયજી મહારાજાદિના સમાગમ, વ્યાખ્યાન શ્રવણાદિ શુભ નિમિત્તોની સેવનાથી દેવ, ગુરૂ, ધર્મ પ્રત્યે તીવ્ર લાગણી, પ્રભુપૂજા, તીર્થયાત્રા, અનેક પ્રકારના તપોની આરાધના, ઉપધાન, બારવ્રત આદિ ધાર્મિક ક્રિયાઓમાં પરમ ઉલ્લાસથી જોડાઇ આત્મકલ્યાણનો માર્ગ સાધવા સાથે ઉદ્યાપન, ઉપધાન, શ્રીસિદ્ધાચળમાં નવાણુંયાત્રા, ચાતુર્માસ અને અનેક મંદિરોની પ્રતિષ્ઠા મહોત્સવ શ્રીભગવતીસૂત્રનું વાંચનાદિ કાર્યોમાં અસાધારણ રકમોનો સદ્વ્યય કરવા સાથે લોકોપયોગી વ્યવહારિક કાર્યોમાં પોતાની સદ્લક્ષ્મીનો ઝરો વહેતો મુકવાના દાનાદિ ગુણોને લઇને રાજનગરના અગ્રગણ્ય વ્યક્તિઓમાં ગણાતા જૂદા જૂદા ધાર્મિક અને સાર્વજનીક ખાતાઓના સંચાલનમાં જોડાઈ પોતાની કાર્યદક્ષતા અને સેવાભાવનાથી દરેક સંસ્થાઓમાં અગ્રસ્થાન ભોગવી રહ્યા છે.

શેઠશ્રી અખીલ ભારતવર્ષીય શ્વેતામ્બર મૂર્તિપૂજક શ્રીસંઘની આણંદજી કલ્યાણજીના નામે ચાલતી પેઢીના

મેનેજીંગ પ્રતિનિધિ, શ્રીલવારની પોળના ઉપાશ્રયના કાર્યવાહક, વીશાશ્રીમાળી જ્ઞાતી દવાખાનાના પ્રમુખ, શ્રીરાજનગર જીર્ણોદ્ધાર કમીટીના મુખ્ય સભ્ય આદિ અનેક ધાર્મિક અને વ્યવહારિક સંસ્થાઓમાં ઉમંગભેર સેવા અર્પી રહ્યા છે. શેઠશ્રી ધાર્મિક જ્ઞાન આરાધના નિમિત્તે અવારનવાર ગ્રંથોનું પ્રકાશન સ્વખર્ચે કરાવી ખપીજીવોને ભેટ તરીકે આપે છે, તેવીજ રીતે આ **"તપોરત્ન મહોદધિ"** નામનો ગ્રંથ તીર્થોદ્ધારક આચાર્યદેવ શ્રીવિજયનીતિસૂરીશ્વરજી ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે પોતાના સહચારિણી ધર્મપત્ની **ચંચળબ્હેન**ના સ્મરણાર્થે મુદ્રિત કરાવી જૈનજનતા સન્મુખ રજુ કરવામાં દ્રવ્ય સહાય આપી હરેક ખપીજીવોને ભેટ આપવાનું રાખેલ છે. જેની આ સ્થાને નોંધ લઈએ છીએ.

હિતચિંતક,

**લક્ષ્મીચંદ પ્રેમચંદ, શાહ.**

શ્રીમાન શેઠ ભગુભાઈ ચુનીલાલનાં
સ્વર્ગસ્થ ધર્મપત્નિ



## ચંચળ બ્હેન.

જન્મ સંવત ૧૯૩૦ — સ્વર્ગવાસ સંવત ૧૯૮૭

## શ્રીમતી ચંચળ બ્હેન




શુદ્ધ અને સરળ હૃદય, સૌ પ્રત્યે સમભાવ, સારાકૃત્યો પ્રત્યે પ્રેમ, અને ધર્મપરાયણતા—વ્યક્તિને સ્વર્ગવાસ પછી પણ જીવંત રાખે છે. તેની યાદ હૃદયને શુદ્ધ અને પવિત્ર બનાવે છે. એવી ગુણીયલવ્યક્તિના ગુણો પોતાના પવિત્ર જીવનમાં ઉતારી તેના જેવું થવું એ અહોભાગ્ય છે.

અ. સૌ. સ્વર્ગસ્થ બ્હેન ચંચળબ્હેનનો જન્મ અમદાવાદની શ્રી જૈન વીસાશ્રીમાળી જ્ઞાતીમાં શેઠ નેમચંદ નગીનદાસના પત્ની શ્રી મટુબાઈની કુક્ષીએ સંવત. ૧૯૩૬ માં અમદાવાદ મુકામે થયો હતો. એ જમાનામાં બાળાઓ કેળવણી ભાગ્યેજ પામતી, ત્યારે તેમણે ગુજરાતી સાત ચોપડી સુધી અભ્યાસ કરેલ હતો. ચાલુ અભ્યાસની સાથે ધાર્મીક અભ્યાસ ઉત્સાહ અને ખંતથી કરતા. ધાર્મીક સંસ્કારો નાનપણથી જ મળેલા હોવાથી ધર્મ પ્રત્યે તેમની ભાવના જીવનના અંત સુધી જણાઇ આવતી. ૧૩ વર્ષની ઉમ્મરે તેમના લગ્ન સંવત ૧૯૪૨ ના વૈશાખ સુદ ૧૧ ના રોજ અમદાવાદના શ્રી જૈન વીશાશ્રીમાળી જ્ઞાતીમાં સુતરીયા કુટુંબમાં શેઠ ચુનીલાલ ખુશાલદાસના સુપુત્ર શેઠ ભગુભાઈ સાથે થયા.

લગ્ન બાદ ધર્મપરાયણ કુટુંબમાં તેમની ધાર્મીક વૃત્તીને ખૂબ પોષણ મળ્યું. ધાર્મીક અભ્યાસ તથા આવશ્યક ધાર્મીક ક્રિયાઓ તેઓ ભાગ્યેજ ચુકતા. સામાયિક પ્રતીક્રમણ, દેવવંદન, ગુરૂવંદનાદિ તેમના જીવનની નીત્યક્રિયાઓ હતી.

ઘરમાં નોકર, ચાકર, ગાડી, ઘોડા, મોટર આદી દરેક પ્રકારના વૈભવ હોવા છતાં ચંચળબ્હેનની સાદાઇ ઘણી જ હતી. મોટાઈ તથા અભીમાન તેમના જીવનને બીલકુલ સ્પર્શી શક્યું ન હતું. તેમનો હેતાળ અને મીલનસાર સ્વભાવ જે કોઈ તેમના સમાગમમાં આવેલ હશે તેમને યાદ આવે છે. પોતાનું અને પારકું એ ભાવનાજ તેમનામાં દેખાતી ન હતી. સહનશીલતા અને સમતાભાવ તેમના આકર્ષક ગુણ હતા. આવી વ્યક્તિ દરેકનું માન પ્રેમ મેળવે છે. દુનીયામાં પુરી પુણ્યાઇવાળા જીવ હરેક રીતે સુખી હોય છે. ચંચળ-બ્હેન પણ દરેક રીતે શારીરીક, આર્થીક, ધાર્મીક અને સાંસારીક દરેક રીતે સુખી હતા. તેમને ચાર પુત્ર, બે પુત્રી, પૌત્ર, પૌત્રી, પ્રપૌત્ર, પ્રપૌત્રી વગેરે બહોળું કુટુંબ છે. આવા સ્વર્ગીય સુખમાં પણ ચંચળબ્હેન પોતાનું ધાર્મીક કર્તવ્ય ચુક્યા ન હતા. તેઓએ ઉપધાન તપની આરાધના કરેલી હતી. શ્રી શત્રુંજયમાં નવ્વાણુ યાત્રા વિધિ સાથે કરેલ હતી. ત્યાં ચોમાસું કરેલ હતું. તે ઉપરાંત કેસરીયાજીની સમેતશીખરની, ગીરનારની, પાવાપુરી આદી ઘણા તીર્થોની યાત્રાઓ કરેલ હતી.

જમણો હાથ કરે તે ડાબો હાથ ન જાણે તેવી તેમની દાન કરવાની ટેવ હતી. કોઇ આવીને પોતાનું દુઃખ તેમની પાસે કહે કે તુરત તેમનું હૃદય દ્રવી ઉઠતું અને તેને તમામ શક્ય અને યોગ્ય મદદ કરતા.

સંવત ૧૯૯૫ માં પાલીતાણામાં ચોમાસું કરી આવ્યા પછી તેમની તબીયત લથડવા માંડી. ૬૭ વર્ષની ઉમ્મરે સંવત

૧૯૯૭ના ભાદરવા શુદી ૧૩ ને દીવસે સાયંકાળે બહોળા કુટુંબ તથા બીજા આપ્તજનોને રોતા મૂકી તેમને દેહ છોડયો–સ્વર્ગવાસ પામ્યા. મરતા સમય સુધી જ્યારે પૂછો ત્યારે એકજ રટણ–શ્રી અરીહંત ભગવાનના નામનું જ, સ્વર્ગવાસ પહેલા બારેક મહિનાથી સ્તવનો, સજ્ઝાયો, સ્તોત્રો સાંભળવાનો હરહંમેશનો કાર્યક્રમ હતો. બીજામાં ચીત્ત જ ન લાગે. પોતે પણ બોલે અને બીજાને સંભળાવે. ધર્મ શીવાય ભાગ્યેજ બીજી વાત કરતા. મનની ધર્મમાં ઉચ્ચ પ્રકારની શી સ્થીરતા! અંત સમયે પોતાનો જીવ મોહમાયામાં અને સંસારી લાગણીઓને વશ ન થાય તેટલા માટે તમામ કુટુંબી અને આપ્તજનોને મૃત્યુ સમયે અને ત્યાર બાદ રોવા કુટવાનું બંધ કરાવ્યું હતું.

અમોને લાગે છે કે આવા ઉચ્ચ જીવનમાંથી દરેક જણે ગ્રહણ કરવાનું હોય છે. અમો ઇચ્છીએ છીએ કે દરેક સ્ત્રી પુરૂષ આવા ઉચ્ચજીવનનો અભ્યાસ કરી તેમના ગુણો પોતાના જીવનમાં ઉતારી પોતાનું જીવન બીજાને આદર્શમય બનાવે.

પરમાત્મા તેમના આત્માને પરમ શાંતિ અર્પો.

લક્ષ્મીચંદ પ્રેમચંદ શાહ.



# ગ્રન્થાદિના આધાર સ્થળો

આ તપોરત્ન મહોદધિમાં નીચે લખેલા પુસ્તકોમાંથી તપસ્યાઓનાં નામ, વિધિ, ઉદ્યાપન નિર્ણય તથા ગરણાં વિગેરે લીધેલાં છે.

પ્રથમના અઠ્ઠાસી તપો તો શ્રી આચાર દિનકરમાંથીજ લીધાં છે.

| | |
|---|---|
| જૈન પ્રબોધ | શ્રાદ્ધવિધિ |
| આચાર દિનકર | જૈનધર્મસિંધુ |
| પંચાશક | આંચલિક પૂજા |
| પ્રવચન સારોદ્ધાર | જાપમાળા |
| વિધિપ્રપા | વિનોદરામ |
| તપકુલક (ધર્મરત્ન મંજુષા) | સેનપ્રશ્ન |
| | બાર માસિક પર્વકથા |

વિગેરે ગ્રન્થોમાંથી તપો કાઢેલા છે.

## સાંકેતિક શબ્દ.

ખ૦—ખમાસમણ દેવા. સા૦—સાથીયા કરવા. લો૦કા૦—લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. ન૦—નવકારવાળી ગણવી. આ ચાર અક્ષરની નીચે લખેલા અંકો તે તેનું પ્રમાણ સમજવું. તપના નામની સાથે મુકેલા અક્ષરો:-જૈ૦ પ્ર૦—જૈન પ્રબોધ. જૈ૦ સિં૦—જૈન ધર્મ સિંધુ. રં૦ વિ૦—શ્રી રંગવિજયજીની પ્રતિ. લા૦—શ્રીલાભવિજયજી પાસેથી મળેલ પત્રો. પં૦ ત૦-પંન્યાસ શ્રી કમળવિજયજીની છપાવેલ તપાવળી. વિ૦ પ્ર૦-વિધિપ્રપા. પ્ર૦-પ્રચલિત. રા૦ વિ૦-રામવિનોદ. જા-જાપમાલાની બુક. છુ૦ પ૦-છુટક પત્ર. શ્રા૦ વિ૦-શ્રાદ્ધ વિધિ છાપેલી. પ૦ પ્ર૦-પરંપરાથી પ્રચલિત. ટી૦-તપાવલિનું ટીપણું.

# તપ મહિમા—તપ વિધાન.



**ज्ञानैश्चतुर्भिरपि युक्ततया विजानन्,**
**योऽस्मिन् भवेऽपि समकर्मलयं स्वकीयम्।**
**तेपे तपोऽसमफलं समसर्वसत्त्वं,**
**तं वर्धमानजिनपादकजं नमामः ॥१॥**

અર્થ—જે (વર્ધમાનસ્વામી દીક્ષા લીધી ત્યારથી) ચાર જ્ઞાને કરીને યુક્ત છતાં પણ અને તેથી કરીને તેજ ભવમાં પોતાના સમગ્ર કર્મના ક્ષયને જાણતાં છતાં પણ અનુપમ ફળને આપનારા તપનું આચરણ કરતા હવા, તે સર્વ પ્રાણીઓને વિષે સમદૃષ્ટિવાળા શ્રી વર્ધમાનસ્વામીના ચરણકમળને અમે નમીએ છીએ. ૧

શ્રી આચાર દિનકરમાં શ્રી વર્ધમાનસૂરિ કહે છે કે—

**यद्दूरं यद्दुराराध्यं, यच्च दूरे व्यवस्थितम्।**
**तत्सर्वं तपसा साध्यं, तपो हि दुरतिक्रमम् ॥२॥**

અર્થ—જે (વસ્તુ) અત્યંત દૂર (અતર્ક્ય) છે, જે દુઃખ વડે આરાધી (મેળવી) શકાય તેવી છે તથા જે દૂર રહેલી છે તે સર્વ વસ્તુ તપસ્યા વડે સાધ્ય છે. કારણ કે તપસ્યાનો પ્રભાવ દુરતિક્રમ છે, એટલે કે તેને કોઈ ઉલ્લંઘન કરી શકે તેમ નથી. ૨

**तपः शिवकुमारवच्चरति मन्दिरस्थोऽपि यः**
**स देवपरिषद्यपि द्युतिमहत्त्वविस्फूर्त्तिभृत्।**

**कृशान्वकृशतापनोल्लसितवर्णकं काञ्चनं स**
**धातुषु विशिष्टतांनृपतिमौलितामेति च ॥३॥**

અર્થ—જે માણુસ શિવકુમારની જેમ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ તપસ્યાનું આચરણ કરે છે, તે મનુષ્ય દેવસભામાં કાંતિ અને મહત્વની સ્ફુર્તિને ધારણ કરનાર (દેવ) થાય છે. તથા જેમ અગ્નિના ઘણા તાપમાં તપાવવાથી જેનો વર્ણ ઉલ્લાસ પામેલો છે એવું સુવર્ણ સર્વ ધાતુઓમાં વિશિષ્ટપણાને અને રાજાના મુગટપણાને પામે છે, તેમ તે સર્વ મનુષ્યોમાં વિશિષ્ટપણું અને રાજાઓમાં શિરોમણીપણું પામે છે.

**तपः सकलकर्मभिद्विविधलब्धिकृन्निश्चितं गृहे**
**पुरि च दुर्भगोऽप्यहह नन्दिषेणो द्विजः ।**
**व्रते शमतपःपरः सुरनरैकवंद्योऽभवद्रवि-**
**ज्वलनतापितः श्रयति दीप्तिमामो घटः ॥४॥**

અર્થ—તપ સમગ્ર કર્મને ભેદનારો છે અને વિવિધ પ્રકારની લબ્ધિને પ્રાપ્ત કરનારો છે. અહો! નંદિષેણ નામનો બ્રાહ્મણ કે જે પોતાના ઘરમાં તથા નગરમાં પણ મહાદુર્ભાગી હતો, તે ચારિત્ર ગ્રહણ કરીને શમયુક્ત તપમાં તત્પર થવાથી દેવ તથા મનુષ્યને વંદન કરવા યોગ્ય થયા. જુઓ—"સૂર્ય અને અગ્નિથી તપાવેલો કાચો ઘડો પણ કાંતિને પામે છે." ૪

**यस्तपोविधिराम्नातो जिनैर्गीतार्थसाधुभिः ।**
**तं तथा कुर्वतां सन्तु मनोवांछितसिद्धयः ॥५॥**

અર્થ—તીર્થંકરોએ તથા ગીતાર્થ મુનિઓએ જે તપનો વિધિ કહ્યો છે, તે તપને તે વિધિએ કરનારાઓને મનવાંછિત સિદ્ધિઓ થાય છે. ૫

असत्यां दानशक्तौ च देहशक्तिमवेक्ष्य च।
अनुष्ठेयं पुण्यवद्भिस्तपःकर्म सुदुष्करम् ॥६॥

અર્થ—જો દાન દેવાની શક્તિ ન હોય, તો પુણ્યવંત માણસોએ પોતાના શરીરની શક્તિ જોઈને (શક્તિ પ્રમાણે) અત્યંત દુષ્કર એવું તપકર્મ કરવું. ૬

तद्वै द्वादशरूपं स्याद्बाह्याभ्यन्तरभेदतः।
संयोज्यं षड्विधं बाह्यमुपवासादिकर्मभिः ॥७॥

અર્થ—તે તપ બાહ્ય અને અભ્યંતર ભેદે કરીને બાર પ્રકારે છે. (એટલે કે છ પ્રકારે બાહ્ય તથા છ પ્રકારે આભ્યંતર તપ છે.) તેમાં બાહ્ય તપ ઉપવાસાદિ વડે કરીને છ પ્રકારે કરવું. ૭

तपोविधिः श्रेणियुक्त्या प्रोक्तोऽर्हद्भिश्च साधुभिः।
कश्चित्केवलिसंदिष्टः कश्चिद्गीतार्थभाषितः ॥८॥
कश्चित्फलार्थिभिश्चीर्णस्त्रिविधः स तपोविधिः।
योगोपधानमुख्यो यः स विधिः केवलीरितः ॥९॥

અર્થ—તીર્થંકરોએ તથા મુનિવરોએ શ્રેણિની યુક્તિવડે તપનો વિધિ કહેલો છે. તેમાં કોઈક તપ કેવળીએ કહ્યો છે, કોઈક ગીતાર્થ મુનિઓએ કહેલો છે. તથા કોઈક તપ ફળના અર્થીઓએ આચરેલાં છે, એ રીતે તે તપ વિધિ ત્રણ પ્રકારનો છે, તેમાં યોગોપધાન જેમાં મુખ્ય છે એવો જે વિધિ છે તે કેવળીએ કહેલો છે. ૮-૯

कल्याणादिपुंडरीकतपोमुख्यो मुनीरितः
रोहिणीकल्पवृक्षादिविधिः फलतपोमयः ॥१०॥

અર્થ—જેમાં કલ્યાણાદિક પુંડરીક તપ મુખ્ય છે, તે તપ ગીતાર્થ મુનિઓએ કહેલો છે, તથા રોહિણી અને કલ્પવૃક્ષાદિકનો જે વિધિ છે, તે ફળતપોમય એટલે ફળની અપેક્ષાવાળો તપ છે. ૧૦

एवं संमिल्य विद्वद्भिस्तपःश्रेणिः प्रदर्शिता ।
कार्यं न साधुसाध्वीभिः प्रतिमावाह्युपासकैः ॥११॥
कृतोपधानैः सम्यक्त्वधारिभिः फलदं तपः ।
नोह्या योगा गृहस्थैश्च शेषं सर्वं तपोऽपि हि ॥१२॥
विधेयं श्रावकैः शान्तैः श्राविकाभिस्तथाविधम् ।
शान्तोऽल्पनिद्रोऽल्पाहारो निष्कामो निष्कषायकः ॥१३॥
धीरोऽन्यनिन्दारहितो गुरुशुश्रूषणे रतः ।
कर्मक्षयार्थी प्रायेण रागद्वेषविवर्जितः ॥१४॥
दयालुर्विनयापेक्षी प्रेत्येहफलनिःस्पृहः ।
क्षमी नीरुक् निरुत्सेको जीवस्तपसि युज्यते ॥१५॥

અર્થ—આ પ્રમાણે વિદ્વાનોએ એકત્ર થઈને તપસ્યાઓનો સમૂહ બતાવ્યો છે. સાધુઓએ, સાધ્વીઓએ તથા જેમણે પ્રતિમા વહન કરી હોય, જેમણે ઉપધાન કર્યા હોય અને જેમણે સમકિત ધારણ કર્યું હોય એવા શ્રાવકોએ ફળની અપેક્ષાવાળી તપસ્યાઓ કરવી નહીં. વળી ગૃહસ્થાશ્રમીઓએ યોગોદ્વહન કરવું નહીં, (મુનિએ કરવું) અને બાકીનાં સર્વે તપો શાંત ગુણવાળા શ્રાવકોએ તથા શ્રાવિકાઓએ કરવાં. શાંત, અલ્પનિદ્રાવાળો, અલ્પાહારી, કામના રહિત, કષાય વર્જિત, ધૈર્યવાન, અન્યની નિંદા નહીં કરનાર, ગુરૂજનની

શુશ્રૂષા (સેવા)માં તત્પર, કર્મ ક્ષય કરવાનો અર્થી, પ્રાયે રાગ દ્વેષ રહિત, દયાલુ, વિનયની અપેક્ષાવાળો, પરલોક તથા આ લોકના ફલની ઇચ્છા રહિત, ક્ષમાવાન, નીરોગી અને ઉત્કંઠા રહિત એવો જીવ તપ કરવાને લાયક છે. ૧૧–૧૫

**षाण्मासिके वार्षिके च मासोर्ध्वतपसि स्फुटे ।**
**त्यक्तं प्रतिष्ठादीक्षासु कालं तस्मिन्नपि त्यजेत् ॥१६॥**

અર્થ—પ્રતિષ્ઠા તથા દીક્ષામાં જે કાળ તજેલો છે, તે કાળ છમાસી તપમાં, વર્ષી તપમાં તથા એક માસ કરતાં અધિક વખતના તપના પ્રારંભમાં પણ તજવો. ૧૬.

**शुभे मुहूर्त्ते प्रारब्धे कांडान्यायांतु यान्तु च ।**
**पक्षमासदिनाब्दानि न पश्येत्तत्र दूषणम् ॥१७॥**

અર્થ—શુભ મુહૂર્ત્તે પખવાડીયું, મહિનો, દિવસ કે વાર્ષિક તપનો પ્રારંભ કર્યા પછી અશુભ આવે કે જાય તોપણ તેમાં કાંઇ દોષ નથી. ૧૭.

**मृदुध्रुवचरक्षिप्रे वारे भौमं शनिं विना ।**
**आघाटनतपोनन्द्यालोचनादिषु भं शुभम् ॥१८॥**

અર્થ—પ્રથમ વિહાર, તપ, નંદી અને આલોયણને વિષે [1]મૃદુ, [2]ધ્રુવ, [3]ચર અને [4]ક્ષિપ્ર એ સંજ્ઞાવાળા નક્ષત્રો શુભ છે. તથા મંગળ અને શનિ સિવાયના બીજા વારો શુભ છે. ૧૮.

---

१ मृगशिर. चित्रा. अनुराधा. रेवती. २ रोहिणी. उत्तरा त्रण. ३ पुनर्वसु. स्वाति. श्रवण. धनिष्ठा शतभिषा. ४ अश्विनी. पुष्य. हस्त. अभिजित्

क्रियमाणे तपस्यन्तस्तपः पुण्यतिथौ यदि ।
आयाति नियमात्कार्यं दुर्लंघ्यो नियमः सताम् ॥१९॥
प्रवर्धमानं संस्थाप्य पश्चात्तत्क्रियतां तपः ।
तपोमध्ये तपःकार्ये गरिष्ठं तप आचरेत् ॥२०॥
अवशेषं लघुतपः कार्यं पश्चात्ततोऽपि हि ।

અર્થ—તપ કરતાં વચમાં જો પર્વ તિથિનો તપ આવે તો વધતા (મોટા) તપને રાખી મુકીને તે પર્વ તિથિનો તપ અવશ્ય કરવો. અને ચાલતો આવતો મોટો તપ પછીથી કરવો. કારણકે 'સત્પુરૂષનો નિયમ દુર્લંઘ્ય છે. વળી એક તપના મધ્યમાં બીજો તપ કરવાનું પ્રાપ્ત થવાથી જે તપ મોટો હોય તે કરવો, અને બાકી રહેલો લઘુ તપ ત્યાર પછી પણ કરવો. (અર્થાત્ કોઈ તપ એકાસણે કરવા માંડયો હોય તેમાં બીજા કોઇ તપનો ઉપવાસ કરવાનું ઉપસ્થિત થાય તો ઉપવાસ કરવો. એકાસણું પછી કરવું). ૧૯–૨૦.

अनाभोगादिभिर्भंग्ने तपःकर्मणि मध्यतः ॥२१॥
आलोचनीयं तत्तत्र कार्यं पश्चात्तपोऽथवा ।
क्रमजे तपसि प्रायो न गणयेत्तिथिक्रमः ॥२२॥

અર્થ—અનાભોગાદિકના કારણે તપના મધ્યમાં તપ ભાંગ્યો હોય તો તેની તે તપમાંજ આલોચણ લઇ લેવી, અથવા પછીથી તે સંબંધી તપ કરવો. અનુક્રમવાળા તપમાં પ્રાયે કરીને તિથિનો ક્રમ ગણવો નહીં અર્થાત્ તિથિએ ખાવાનું આવે અને વગર તિથિએ ઉપવાસાદિ આવે તો તેમ કરવું. ૨૧–૨૨.

**तिथिजे तपसि श्रेष्ठा सूर्योदयगता तिथिः ।**
**तिथेः पाते च पूर्वस्मिन्नह्नि वृद्धौ परत्र च ॥२३॥**
**कार्यं तिथितपःकर्म प्राहेति भगवान् जिनः ।**

અર્થ—તિથિની મુખ્યતાવાળા તપમાં સૂર્યોદય વેલાની તિથિ લેવી શ્રેષ્ઠ છે. પણ જો તિથિનો ક્ષય હોય તો પૂર્વની તિથિ લેવી અને તિથિની વૃદ્ધિ હોય તો (એમાં) બીજી તિથિ લેવી. એ રીતે તિથિના પ્રાધાન્યવાળો તપ કરવો એમ ભગવાન શ્રી જિનેશ્વરે કહ્યું છે. ૨૩.

**कालवृद्धे रसत्यागाद्वृत्तिसंक्षेपतस्तथा ॥२४॥**
**औनोदर्यमनशनं कायक्लेशान्तरेषु च ।**
**अधिकं यत्तपस्तत्तु ज्ञेयं वृद्धयोत्तरोत्तरम् ॥२५॥**

અર્થ—કાળવૃદ્ધિ, રસત્યાગ અને વૃત્તિસંક્ષેપથી તેમજ ઔનોદર્ય, અનશન અને કાયક્લેશમાં—એ છ પ્રકારના તપમાં ઉત્તરોત્તર વૃદ્ધિએ અધિક અધિક તપ જાણવો. અર્થાત્ ક્રમસર એક બીજાથી ઉત્તરોત્તર અધિક સમજવા. (તે આગળ બતાવે છે). અહીં કાળવૃદ્ધિ નામનો તપ વિશેષ બતાવ્યો છે અને સંલીનતા તપનો કાયકલેશની અંદર સમાવેશ કર્યો છે, એમ કરીને બાહ્ય તપના ભેદની સંખ્યા છની કાયમ રાખી છે. ૨૪–૨૫.

**मौहूर्त्तिकं प्राहरिकं सार्धप्राहरिकं तथा ।**
**मध्याह्नमपराह्णं च तपः कालोत्तरोत्तरम् ॥२६॥**

અર્થ—નવકારશી, પોરસી, સાઢપોરસી, પુરિમઢ્ઢ અને અવઢ્ઢ એ તપોમાં પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તર ઉત્તર તપ કાળે કરીને મોટો મોટો જાણવો. ૨૬.

**संख्याविकृतिकं चैव तथा नैर्विकृतिं पुनः ।**
**आचाम्लमेकसिक्थं च रसत्यागोत्तरोत्तरम् ॥२७॥**

અર્થ—સંખ્યાવાળી વિગઇ અર્થાત્ અમુક એક બે વિગઇનો ત્યાગ, નીવી, આંબિલ અને એક સિક્થ ( એક દાણો ) એ રસ ત્યાગ તપોમાં પણ પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તર ઉત્તર તપ મોટો મોટો જાણવો. ૨૭.

**द्विभक्तमेकभक्तं च संख्याकवलदत्तिकम् ।**
**उपवासमनीरं च वृत्तिसंक्षेपणोत्तरम् ॥२८॥**

અર્થ—બેસણું, એકાસણું, સંખ્યાવાળા કવલ અને દત્તિ, તિવીહારો ઉપવાસ અને અનીર એટલે પાણી વિનાનો ચોવિહારો ઉપવાસ, એ વૃત્તિસંક્ષેપ તપોમાં પણ પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર તપ મોટો છે. ૨૮,

આ પ્રમાણે બાકીના ત્રણ તપોમાં પણ ઉત્તરોત્તર અધિકતા સમજવી. દૃષ્ટાંત તરીકે ઉણોદરી તપમાં એક કવળઊણુ, બે કવળઊણુ, ત્રણ કવળઊણુ એમ ઉત્તરોત્તર અધિકતા જાણવી અને કાયક્લેશ તપમાં વિશેષ વિશેષ કાયાને લોચાદિ કષ્ટ આપવાથી અધિકતા જાણવી. ૨૮.

**तपःप्रारंभणे कार्यमष्टधा जिनपूजनम् ।**
**तपोनिर्वाहसिद्ध्यर्थं पौष्टिकं विधिसंयुतम् ॥२९॥**

અર્થ—તપને પ્રારંભે તપના નિર્વાહની સિદ્ધિ માટે આઠ પ્રકારે શ્રી જિનેશ્વરની પૂજા કરવી તથા વિધિ પૂર્વક પૌષ્ટિક કર્મ કરવું. ૨૯.

પૌષ્ટિક કર્મ નીચે પ્રમાણે જાણવું.

**ग्रहदिक्पालयक्षाणां मुद्रानैवेद्यसत्फलैः ।**
**यदर्चनं गुरु कुर्यात्तत्पौष्टिकमुदाहृतम् ॥३०॥**

અર્થ—નવ ગ્રહ, દશ દિક્પાલ અને યક્ષોનું દ્રવ્ય (નાણું) નૈવેદ્ય અને સારાં ફળોથી જે મોટું પૂજન કરવું તે પૌષ્ટિક કર્મ કહેલું છે. ૩૦.

**पुस्तकांबरपात्रान्नाशनं शुद्धं गुरुष्वपि ।**
**संघार्चनं क्षेत्रदेवीपुरदैवतपूजनम् ॥३१॥**

અર્થ—તથા તપને પ્રારંભે ગુરૂને (સાધુને) નિર્દોષ પુસ્તક, વસ્ત્ર, પાત્ર અને અન્નનું દાન દેવું, તથા સંઘ પૂજા કરવી અને ક્ષેત્ર દેવતા તથા પુર દેવતાની પણ પૂજા કરવી. ૩૧

**योगोपधानप्रतिमासु नन्दयः कार्या मुनीन्द्रैर्विधिसंनिवेदिताः।**
**शेषे तपःकर्मणि शक्रसंस्तवैरावश्यकादिव्रतवाचनाविधिः ॥३२**

અર્થ—યોગવહનમાં, ઉપધાન વહનમાં અને પ્રતિમા વહનમાં નંદીની સ્થાપના અવશ્ય કરવી કે જે નંદીની વિધિ મુનીંદ્રોએ કહેલી છે. બીજા તપોને વિષે શક્રસ્તવે કરીને આવશ્યકાદિક વ્રતની વાચનાનો વિધિ કરવો. ૩૨.

**शुद्धं तपः केवलमप्युदारं सोद्यापनस्यास्य पुनः स्तुमः किम् ।**
**दुग्धं पयो धेनुगुणेन तत्तु द्राक्षासिताक्षोदयुतं सुधैव ॥३३॥**

અર્થ—કેવળ શુદ્ધ તપજ ઉદાર છે (મોટા ફળવાળું છે). પછી જો તેવો તપ ઉદ્યાપન સહિત હોય તો તેની શી સ્તુતિ (શ્લાઘા) કરવી? કેમકે ગાયના ગુણે કરીને જ દૂધ મનોહર છે પછી તે ધરાખ અને સાકરના ચૂર્ણ સહિત હોય ત્યારે તો તે અમૃત જેવું જ છે. ૩૩.

**वृक्षो यथा दोहदपूरणेन कायो यथा सद्रसभोजनेन ।**
**विशेषशोभां लभते यथोक्तेनोद्यापनेनैव तथा तपोऽपि ॥३४॥**

અર્થ—જેમ દોહદ પૂર્ણ થવાથી વૃક્ષ વિશેષ શોભે છે (ફળ આપે છે) અને જેમ સારા રસવાળા ભોજનથી શરીર વિશેષ શોભા પામે છે, તેમ તપ પણ વિધિ પૂર્વક ઉદ્યાપને કરીને વિશેષ શોભાને પામે છે. એટલે વિશેષ ફળ દાયક થાય છે. (તેથી દરેક તપનું ઉદ્યાપન કરવું અવશ્યનું છે).

તપના માહાત્મ્ય વિષે શ્રી સોમપ્રભ આચાર્યે પણ સૂક્તમુક્તાવળી અપરનામ સિંદુરપ્રકરમાં નીચે પ્રમાણે કહ્યું છે.

**यत्पूर्वार्जितकर्मशैलकुलिशं यत्कामदावानल–**
**ज्वालाजालजलं यदुग्रकरणग्रामाहिमंत्राक्षरम् ।**
**यत्प्रत्यूहतमःसमूहदिवसं यल्लब्धिलक्ष्मीलता–**
**मूलं तद्विविधं यथाविधि तपः कुर्वीत वीतस्पृहः ॥८१॥**

અર્થ—જે તપ પૂર્વે ઉપાર્જન કરેલા કર્મરુપી પર્વતને છેદવામાં વજ્ર સમાન છે, જે તપ કામદેવ રુપી દાવાગ્નિની જ્વાળાના સમૂહને શમન કરવામાં જળ સમાન છે, જે તપ ઉગ્ર ઇંદ્રિયોના સમૂહ રૂપી સર્પને વશ કરવામાં (ગારૂડી) મંત્રાક્ષર સમાન છે, જે તપ વિઘ્ન રૂપી અંધકારના સમૂહનો નાશ કરવામાં દિવસ તુલ્ય છે, તેમજ જે તપ લબ્ધિની સંપદા રૂપ લતાનું મૂળ છે, એવા વિવિધ પ્રકારના તપને ઇચ્છા રહિતપણે યથાવિધિ કરવો. ૮૧

**यस्माद्विघ्नपरंपरा विघटते दास्यं सुराः कुर्वते,**
**कामः शाम्यति दाम्यतीन्द्रियगणः कल्याणमुत्सर्पति ।**
**उन्मीलन्ति महर्द्धयः कलयति ध्वंसं चयः कर्मणां,**
**स्वाधीनं त्रिदिवं शिवं च भजति श्लाघ्यं तपस्तन्न किम् ॥८२॥**

અર્થ—જે તપથી વિઘ્નની શ્રેણી નાશ પામે છે, દેવતાઓ દાસપણું કરે છે, કામ શાંત થાય છે, ઇંદ્રિયોના સમૂહનું દમન થાય છે, કલ્યાણ પ્રસરે છે, મોટી ઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે, કર્મોનો સમૂહ નાશ પામે છે, તથા સ્વર્ગ અને મોક્ષ પોતાને આધીન થાય છે, એવો તપ શું શ્લાઘા કરવા લાયક નથી ? ૮૨.

**कांतारं न यथेतरो ज्वलयितुं दक्षो दवाग्निं विना,**
**दावाग्निं न यथेतरः शमयितुं शक्तो विनांभोधरम् ।**
**निष्णातः पवनं विना निरसितुं नान्यो यथांभोधरं,**
**कर्मौघं तपसा विना किमपरं हतुं समर्थस्तथा ॥८३॥**

અર્થ—જેમ અરણ્યને બાળવામાં દાવાગ્નિ વિના બીજું કોઇ ચતુર (સમર્થ) નથી, જેમ દાવાગ્નિને શમાવવામાં મેઘ વિના બીજું કોઇ સમર્થ નથી, તથા જેમ મેઘને વિખેરી નાખવામાં પવન વિના બીજું કોઈ સમર્થ નથી, તેજ પ્રમાણે કર્મના સમૂહનો નાશ કરવામાં શું તપ વિના બીજું કોઇ સમર્થ છે ? નથી જ.

**संतोषस्थूलमूलः प्रशमपरिकरस्कन्धबन्धप्रपंचः,**
**पंचाक्षीरोधशाखः स्फुरदभयदलः शीलसंपत्प्रवालः ।**
**श्रद्धांभःपूरसेकाद्विपुलकुलबलैश्वर्यसौन्दर्यभोगः,**
**स्वर्गादिप्राप्तिपुष्पः शिवसुखफलदः स्याचपःपादपोऽयम् ॥८४**

અર્થ—સંતોષ રૂપી મોટા મૂળવાળો, ક્ષમાના પરિવાર રૂપી સ્કંધની રચનાવાળો, પાંચ ઇન્દ્રિયોના રોધ રૂપી શાખાવાળો, સ્ફુરાયમાન અભયદાન રૂપી પાંદડાંવાળો,

બ્રહ્મચર્યરૂપી સંપત્તિએ કરી નવપલ્લવવાળો, શ્રદ્ધારૂપી જળ છાંટવાથી વિસ્તારવંત કુલ, બળ, ઐશ્વર્ય અને સુંદરતાના ભોગવાળો, સ્વર્ગાદિકની પ્રાપ્તિ રૂપ પુષ્પોવાળો તથા મોક્ષ સુખ રૂપી ફળને દેવાવાળો આ તપ રૂપી (કલ્પ)વૃક્ષ છે. ૮૪

તપ કુલકમાં પણ કહ્યું છે કે—

**अथिरं पि थिरं वंकं पि उज्जुअं दुल्लहं पि तह सुलहं ।**
**दुसज्झं पि सुसज्झं तवेण संपज्जए कज्जं ॥१॥**

અર્થ—જે વસ્તુ અસ્થિર હોય તે તપના પ્રભાવથી સ્થિર થાય છે, જે વસ્તુ વક્ર હોય તે સરળ થાય છે, જે દુર્લભ હોય તે સુલભ થાય છે, અને જે દુઃસાધ્ય હોય તે સુસાધ્ય થાય છે. ચક્રવર્તીને છ ખંડ સાધવાની જેમ સર્વ કાર્ય તપ વડેજ સિદ્ધ થાય છે. ૧

આ રીતે આ તપનો પ્રભાવ અનેક પ્રકારે આચાર્યોએ વર્ણવેલો છે. તેનું માત્ર અહીં દિગ્દર્શન જ કરાવ્યું છે.



# દરેક તપમાં કરવાનો સામાન્ય વિધિ.

૧ બે ટંક પ્રતિક્રમણ કરવું.
૨ ત્રણ ટંક દેવવંદન વિધિપૂર્વક કરવું.
૩ બે ટંક પડિલેહણ કરવી.
૪ વિધિ પૂર્વક પચ્ચક્ખાણ કરવું, ને પારવું.
૫ જિનેશ્વરની પૂજા ભક્તિ કરવી.
૬ ગુરૂવંદન કરવું ને તેમની પાસે પચ્ચક્ખાણ લેવું.
૭ જ્ઞાનની પૂજા ભક્તિ કરવી.
૮ પ્રભુ પાસે બતાવેલ સંખ્યા પ્રમાણે અક્ષત વડે સાથીયા કરી તેની ઉપર યથાશક્તિ ફળ નૈવેદ્ય ચડાવવું.
૯ દરેક તપમાં બતાવેલું ગરણું ૨૦ નવકારવાળી પ્રમાણ ગણવું.
૧૦ બતાવેલી સંખ્યા પ્રમાણે ખમાસમણ દેવા.
૧૧ બતાવેલી સંખ્યા પ્રમાણ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
૧૨ જ્યાં જ્યાં ગુરૂ પૂજા કહી હોય ત્યાં ત્યાં ગુરૂ પાસે સ્વસ્તિક કરી તે ઉપર યથાશક્તિ દ્રવ્ય મૂકવું અને ગુરૂને વંદન કરી તેમનો વાસક્ષેપ લેવો. તે દ્રવ્ય સાધુ સાધ્વી ખાતે જમે કરાવવું.[1]
૧૩ તપસ્યાને દિવસે સજ્ઝાયધ્યાન–ભણવું, ગણવું, વિશેષે કરવું.
૧૪ બ્રહ્મચર્ય પાળવું, ભૂમિશયન કરવું.
૧૫ સાધુ સાધ્વીની વૈયાવચ્ચ કરવી.

---

૧ સાધુ સાધ્વી ખાતાનું દ્રવ્ય સાધુ સાધ્વીના વૈયાવચ્ચાદિ કાર્યમાં ઉપયોગમાં આવે છે.

૧૬ તપને પારણે યથાશક્તિ સ્વામીવચ્છળ કરવું. વધારે ન બને તો સમાન તપ કરનારા શ્રાવક યા શ્રાવિકાને–યથાશક્તિ એક, બે, ચાર વિગેરેને જમાડવા.

૧૭ મોટા મોટા તપને અંતે યા મધ્યમાં તેનું મહોત્સવ પૂર્વક ઉજમણું કરવું. સામાન્ય તપોમાં લખ્યા પ્રમાણે ઉદ્યાપન એટલે ઉજમણું કરવું.

૧૮ ગોતમ પડઘો, ચંદનબાળાનો અઠ્ઠમ, ક્ષીરસાગરના સાત ઉપવાસ ઈત્યાદિ તપમાં જે દ્રવ્ય આપવાનું હોય તે ગુરૂને આપવાનું નથી, પણ સાધુ સાધ્વી ખાતે જમે કરાવવાનું સમજવું. આવા તપોમાં ગુરૂને આપવાની જે પ્રવૃત્તિ કોઈ કોઈ સ્થાનકે થયેલી છે તે યતિ વિગેરેના સમાગમથી થયેલી જણાય છે, તે દૂર કરવી.

૧૯ દરેક તપમાં જો પાણી વાપરવાનું હોય તો તે અચિત્ત પાણી જ સમજવું.

૨૦ રાત્રીએ તો દરેક તપમાં ચૌવિહાર જ સમજવો.

૨૧ કોઇ પણ તપ સાંસારિક–પૌદ્ગલિક આશાથી ન કરવો.

૨૨ કષાયનો જેમ બને તેમ વિશેષ રોધ કરવો. ક્ષમાયુક્ત તપ કરવામાં આવે, તેજ પૂર્ણ ફળદાયક થાય છે, એટલું ધ્યાનમાં રાખવું.



# અનુક્રમણિકા



श्रीशंखेश्वरपार्श्वनाथाय नमोनमः ।

तीर्थोद्धारक आचार्य श्रीमद् विजयनीतिसूरीश्वरेभ्यो नमः ।

# તપોરત્ન મહોદધિ.

## તપાવલિ.

### ઇંદ્રિયજય તપ.

**पूर्वार्द्धभक्तमेकं च विरसाम्ले उपोषितम् ।**
**प्रत्येकमिंद्रियजयः पञ्चविंशतिवासरः ॥१॥**

અર્થ—પુરિમડ્ઢ, એકાસણું, નીવી, આંબેલ અને ઉપવાસ. એ પ્રમાણે પાંચ દિવસ કરવાથી એક ઇંદ્રિયજયનો તપ થયો. એ રીતે પાંચ ઈંદ્રિઓના જય માટે પાંચ ઓળી કરવાથી પચીશ દિવસે આ તપ પૂરો થાય છે. તપસ્યાના દિવસોમાં ભૂમિપર શયન કરવું, બ્રહ્મચર્ય પાળવું. ઉદ્યાપનમાં જિનેશ્વરની પાસે અથવા જ્ઞાનની પાસે પૂજા પૂર્વક પચીશ પચીશ પકવાન્ન (મોદક), ફળ, વિગેરે ઢોકવાં. તથા તેટલી સંખ્યાવાળા મોદક વિગેરે સાધુઓને આપવા. સંઘ વાત્સલ્ય કરવું. આ તપ કરવાથી દુષ્ટ ઈંદ્રિઓની અશુભ પ્રવૃત્તિ થતી નથી. આ સાધુ તથા શ્રાવક બન્નેને કરવાનો તપ છે. ગરણું વિગેરે નીચે પ્રમાણે.

| | સા. | ખ. | કા. | લો. ન. |
|---|---|---|---|---|
| પહેલી ઓળી-સ્પર્શનેન્દ્રિય જયતપસે નમઃ | ૮ | ૮ | ૮ | ૨૦ |
| બીજી ઓળી-રસનેન્દ્રિય જયતપસે નમઃ | ૫ | ૫ | ૫ | ૨૦ |
| ત્રીજી ઓળી-ઘ્રાણેન્દ્રિય જયતપસે નમઃ | ૨ | ૨ | ૨ | ૨૦ |

**ચોથી ઓળી ચક્ષુરિંદ્રિય જયતપસે નમઃ ૫ ૫ ૫ ૨૦**
**પાંચમી ઓળી શ્રોત્રેંદ્રિય જયતપસે નમઃ ૩ ૩ ૩ ૨૦**

અથવા "ઇંદ્રિયજયાય નમઃ" એ રીતે પાંચે ઓળીમાં ગણવું. તથા સાથીયા, ખમાસમણ અને કાઉસગ્ગ પાંચ પાંચ કરવા. નવકારવાળી વીશ ગણવી.

## ૨ કષાયજય તપ.

**इक्कासणगं तह, निव्विगइयमायंबिलमभत्तट्ठे ।**
**इय होइ लयचउक्कं, कसायविजए य तवचरणे ॥१॥**

પહેલે દિવસે એકાસણું, બીજે દિવસે નીવી, ત્રીજે દિવસે આંબીલ, ચોથે દિવસે ઉપવાસ એ પ્રમાણે એક કષાયને માટે ચાર દિવસની એક લતા (ઓળી) થઇ, એવી કષાય વિજય તપાચરણમાં ચાર લતા (ઓળી) કરવી એટલે સોળ દિવસે આ તપ પૂરો થાય છે. ઉદ્યાપનમાં જિનેશ્વર પાસે અથવા જ્ઞાન પાસે પૂજા પૂર્વક સોળ સોળ મોદક, ફળ વિગેરે ઢોકવાં. મુનિઓને પણ તેટલું દાન દેવું. આ તપ કરવાથી સર્વ કષાયનો નાશ થાય છે, આ સાધુ તથા શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. ગરણું વિગેરે દરેક દિવસે નીચે પ્રમાણે—

| | સા. | ખ. | લો. | નો. |
|---|---|---|---|---|
| ૧ અનંતાનુબન્ધિ ક્રોધજયાય નમઃ | ૧૬ | ૧૬ | ૧૬ | ૨૦ |
| ૨ અપ્રત્યાખ્યાન ક્રોધજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |
| ૩ પ્રત્યાખ્યાન ક્રોધજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |
| ૪ સંજ્વલન ક્રોધજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |
| ૫ અનંતાનુબન્ધિ માનજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |
| ૬ અપ્રત્યાખ્યાન માનજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ પ્રત્યાખ્યાન માનજયાયનમ: | ૧૬ | ૧૬ | ૧૬ | ૨૦ |
| ૮ સંજ્વલન માનજયાય નમઃ | ,, | ,, | ,, | ,, |
| ૯ અનંતાનુબન્ધિ માયાજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૦ અપ્રત્યાખ્યાન માયાજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૧ પ્રત્યાખ્યાન માયાજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૨ સંજ્વલન માયાજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૩ અનન્તાનુબન્ધિ લોભજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૪ અપ્રત્યાખ્યાન લોભજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૫ પ્રત્યાખ્યાન લોભજયાય નમ: | ,, | ,, | ,, | ,, |
| ૧૬ સંજ્વલન લોભજયાય નમ: | ,, | ,, | ,, | ,, |

અથવા "સર્વ કષાયજયાય નમ:" એ રીતે સોળે દિવસ ગણુવું. અથવા ચાર ચાર દિવસ નીચે પ્રમાણે ગણુવું:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ક્રોધજયતપસે નમ: (પહેલી ઓળી) | ૪ | ૪ | ૪ | ૨૦ |
| ૨ માનજયતપસે નમ: (બીજી ઓળી) | ૪ | ૪ | ૪ | ૨૦ |
| ૩ માયાજયતપસે નમ: (ત્રીજી ઓળી) | ૪ | ૪ | ૪ | ૨૦ |
| ૪ લોભજયતપસે નમ: (ચોથી ઓળી) | ૪ | ૪ | ૪ | ૨૦ |

## ૩ યોગશુદ્ધિ તપ.

**योगे प्रत्येकं विकृतिकाचाम्लं चाप्युपोषितम् ।**
**एवं नवदिनैर्योगशुद्धिः संपूर्यते ततः ॥१॥**

આ તપ મન, વચન અને કાયાના યોગ (વ્યાપાર)ને શુદ્ધ કરનાર હોવાથી યોગશુદ્ધિ નામે કહેવાય છે, તેમાં મનોયોગને આશ્રયીને પહેલે દિવસે નીવી, બીજે દિવસે આંબીલ અને ત્રીજે દિવસે ઉપવાસ. એ રીતે વચન અને કાયાના યોગને આશ્રયીને પણ ત્રણ ત્રણ દિવસ કરવું. એટલે નવ

દિવસે આ તપ પૂર્ણ થાય છે. ઉદ્યાપનમાં જીનેશ્વર પાસે અથવા જ્ઞાન પાસે છ વિગઈના પદાર્થો તથા નવ નવ મોદક, ફળ વિગેરે ઢોકવાં. જ્ઞાનપૂજા તથા દેવપૂજા કરવી, અષ્ટમંગલિક કરવાં. આ તપ કરવાથી મન, વચન અને કાયાના યોગની શુદ્ધિ થાય છે. આ સાધુ તથા શ્રાવકને કરવાનો આગાઢ તપ છે.

ઉદ્યાપને અષ્ટ મંગળ કરાવવાનું જૈન પ્રબોધમાં લખ્યું છે.

| ગરણું વિગેરે નીચે પ્રમાણે— | સા૦ | ખ૦ | લો૦ | નો૦ |
|---|---|---|---|---|
| મનોયોગતપસે નમઃ (પહેલી ઓળી) | ૩ | ૩ | ૩ | ૨૦ |
| વચોયોગતપસે નમઃ (બીજી ઓળી) | ૩ | ૩ | ૩ | ૨૦ |
| કાયયોગતપસે નમઃ (ત્રીજી ઓળી) | ૩ | ૩ | ૩ | ૨૦ |

## ૪ ધર્મચક્ર તપ.

**विधाय प्रथमं षष्ठं षष्टिमेकान्तरांस्तथा ।**
**उपवासान् धर्मचक्रे कुर्याद्द्व्यर्क (१२३) वासरैः ॥१॥**

ધર્મનું ચક્ર એટલે સમૂહ, અથવા ભગવાન અરિહંતનું અતિશય રૂપ ધર્મચક્ર, તેની પ્રાપ્તિનું કારણ હોવાથી ધર્મચક્ર નામે તપ કહેવાય છે. તેમાં પ્રથમ એક છઠ્ઠ કરીને પારણું કરવું. પછી એકાંતર સાઠ ઉપવાસ કરવા. એ પ્રમાણે આ તપ ૧૨૩ દિવસે પૂર્ણ થાય છે. ઉદ્યાપનમાં રત્નજડિત સુવર્ણનું અથવા રૂપાનું ધર્મચક્ર કરાવીને જીનેશ્વર પાસે પૂજા પૂર્વક ઢોકવું. સાધુને અન્નાદિક દાન દેવું, યથાશક્તિ

સંઘપૂજા, સ્વામીવાત્સલ્ય કરવું. આ તપ કરવાથી અતિચાર રહિત બોધિની પ્રાપ્તિ થાય છે. આ યતિ તથા શ્રાવકોને કરવાનો આગાઢ તપ છે (આચાર દિનકર.)

## બીજી રીત.

પ્રથમ એક અઠ્ઠમ કરીને પારણું કરવું. પછી એકાંતર ૩૭ ઉપવાસ કરવા. ત્યાર પછી છેડે એક અઠ્ઠમ કરીને પારણું કરવું. એટલે કુલ ઉપવાસ ૪૩ અને પારણાના દિવસ ૩૯ મળી ૮૨ દિવસે આ તપ પૂર્ણ થાય છે. ઉદ્યાપન ઉપર પ્રમાણે (પ્રત્યંતર નંબર क)

## ત્રીજી રીત.

અથવા આંબીલ ૨૪ નિરંતર કરવા. ઉદ્યાપન ઉપર પ્રમાણે (વિધિપ્રપા.)

| ગરણું વિગેરે નીચે પ્રમાણે— | સા૦ | ખ૦ | લો૦ | નો૦ |
|---|---|---|---|---|
| ધર્મચક્રિણે અરિહંતાય નમઃ | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ |

અથવા—"નમો અરિહંતાણં" એ ગરણું ગુણવું.

## ચોથી રીત.

અથવા પ્રથમ એક અઠ્ઠમ કરીને પારણું કરવું. પછી ત્રીસ એકાંતર ઉપવાસ કરવા. પછી એક અઠ્ઠમ કરીને પારણું કરવું. પછી ત્રીશ ઉપવાસ એકાંતર કરવા. છેલ્લો એક અઠ્ઠમ કરીને પારણું કરવું. આ રીતે કરતાં ઉપવાસ ૬૯ તથા પારણાં ૬૩ મળી ૧૩૨ દિવસે તપ પૂર્ણ થાય છે. (આ તપને મહા ધર્મચક્રવાળ તપ પણ કહે છે.)



## ૫–૬ લઘુ અષ્ટાહિકા તપદ્વય.

**अष्टमीभ्यां समारभ्य शुक्लाश्वयुतचैत्रयोः ।**
**राकां यावत्सप्तवर्षं स्वशक्त्याऽष्टाहिकातपः ॥१॥**

આ આઠ આઠ દિવસનો તપ હોવાથી અષ્ટાહિકા તપ કહેવાય છે. આ તપ આશ્વિન અને ચૈત્ર માસની શુકલ અષ્ટમીએ આરંભ કરી પૂર્ણિમાએ પૂર્ણ કરવો. હંમેશાં પોતાની શક્તિ પ્રમાણે એકાસણું, નીવી, આંબીલ કે ઉપવાસ કરવો. એ પ્રમાણે સાત વર્ષ સુધી કરવું. તપના દિવસોમાં મોટી સ્નાત્રવિધિએ જીનપૂજા કરવી. ઉદ્યાપનમાં છપ્પન છપ્પન મોદક, ફળ, પુષ્પ વિગેરે વડે દેવપૂજા કરવી. સાધુને દાન દેવું. યથાશક્તિ સંઘપૂજા કરવી. આ બન્ને તપ દુર્ગતિનો નાશ કરનાર છે. આ સાધુ તથા શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. (અહિં આશ્વિન અષ્ટાહિકા તપ ને ચૈત્ર અષ્ટાહિકા તપ એમ બે જુદા જુદા તપ હોવાથી ને વિધિ સરખી હોવાથી તપના નંબર બે ચડાવ્યા છે ને હકીકત ભેગી લખી છે.)

ગરણું વિગેરે અષ્ટકર્મસૂદન તપમાં કહ્યા પ્રમાણે જાણવું. (જુઓ તપ નંબર ૭)

## ૭ અષ્ટમ કર્મસૂદન તપ.

**प्रत्याख्यानान्यष्टौ, प्रत्येकं कर्मणां विघाताय ।**
**इति कर्मसूदनतपः, पूर्णं स्याद्युगरसमिताहैः ॥१॥**
**उपवासमेकभक्तं, तथैकसिक्थैकसंस्थिती दत्ती ।**
**निर्विकृतिकमाचाम्लं, कवलाष्टकं च क्रमात्कुर्यात् ॥२॥**

આઠ કર્મનો ક્ષય કરવા માટે આ પ્રમાણે તપ કરવો:—

પહેલે દિવસે ઉપવાસ કરવો, બીજે દિવસે એકાસણું કરવું, ત્રીજે દિવસે એકસિકથ (એક દાણો) સ્થાનકે ચોવીહાર આંબીલ કરવું, ચોથે દિવસે એક અંગી (એકલઠાણું) એકાસણું ઠામ ચોવીહારવાલું કરવું, પાંચમે દિવસે ઠામ ચોવિહાર એકદત્તી (એકી વખતે પાત્રમાં પડેલુંજ ખાવું તે) કરવું, છઠ્ઠે દિવસે લુખી નીવી કરવી, સાતમે દિવસે આંબીલ કરવું તથા આઠમે દિવસે આઠ કવળનું એકાસણું કરવું. એ આઠે દિવસે અનુક્રમે ગરણું વિગેરે નીચે પ્રમાણે ગણવું. વીશ નવકારવાલી ગણવી.

૧ જ્ઞાનાવરણીયકર્મક્ષયે શ્રીઅનંતજ્ઞાનસંયુતાય નમ:
૨ દર્શનાવરણીયકર્મક્ષયે શ્રીઅનન્તદર્શનસંયુતાય નમ:
૩ વેદનીયકર્મક્ષયે શ્રીઅવ્યાબાધગુણસંયુતાય નમ:
૪ મોહનીયકર્મક્ષયે શ્રીઅનન્તચારિત્રગુણસંયુતાય નમ:
૫ આયુ:કર્મક્ષયે શ્રીઅક્ષયસ્થિતિગુણસંયુતાય નમ:
૬ નામકર્મક્ષયે શ્રીઅરુપિનિરંજનગુણસંયુતાય નમ:
૭ ગોત્રકર્મક્ષયે શ્રીઅગુરૂલઘુગુણસંયુતાય નમ:
૮ અન્તરાયકર્મક્ષયે શ્રીઅનન્તવીર્યગુણસંયુતાય નમ:

અથવા નીચે પ્રમાણે ગણવું—

| | પ્રકૃતિ. |
|---|---|
| ૧ શ્રી અનંત જ્ઞાનગુણધારકાય નમ: | ૫ |
| ૨ શ્રી અનંત દર્શનગુણધારકાય નમ: | ૯ |
| ૩ શ્રી અવ્યાબાધ ગુણધારકાય નમ: | ૨ |
| ૪ શ્રી ક્ષાયિક સમ્યક્ત્વ ગુણધારકાય નમ: | ૨૮ |
| ૫ શ્રી અક્ષય સ્થિતિ ગુણધારકાય નમ: | ૪ |

૬ શ્રી અમૂર્ત ગુણધારકાય નમઃ ૧૦૩
૭ શ્રી અગુરૂલઘુ ગુણધારકાય નમઃ ૨
૮ શ્રી અનન્ત વીર્ય ગુણધારકાય નમઃ ૫

કાયોત્સર્ગ, સાથીયા, તથા ખમાસણા કર્મપ્રકૃતિ પ્રમાણે કરવા.

જે દિવસે જે કર્મનો તપ ચાલતો હોય તે દિવસે તે કર્મની પૂજામાંથી એક એક ઢાળ અનુક્રમે ભણાવવી (સ્નાત્ર સહિત.) (તેની રીત ચોસઠપ્રકારી પૂજામાંથી જાણવી.)

ઉજમણામાં આઠ કર્મની ૧૫૮ પ્રકૃતિ સૂચવનારૂં આઠ શાખા ને ૧૫૮ પત્રોવાળું રૂપાનું વૃક્ષ અને કર્મવૃક્ષના છેદને માટે તેના મૂળમાં મૂકવાનો સોનાનો કુહાડો તથા ચોસઠ મોદક જ્ઞાનની પાસે ઢોકવા અથવા દેવની પાસે ઢોકવા. જ્ઞાનની પૂજા કરવી તથા દાન દેવું. મોટી સ્નાત્ર-વિધિએ જિનપૂજા કરવી. સંઘ વાત્સલ્ય કરવું. એ રીતે પ્રથમ ઓળી થઈ. એવી આઠ ઓળી કરવી. એટલે ચોસઠ દિવસે કર્મસૂદન તપ પૂર્ણ થાય. આ તપનું ફળ કર્મનો ક્ષય થાય એ છે, આ સાધુ તથા શ્રાવકને કરવા લાયક આગાઢ તપ છે.

અથવા બીજી રીતે આ તપ આ રીતે પણ કરવામાં આવે છે. પ્રથમ એક અઠ્ઠમ કરવો. પછી સાઠ એકાંતર ઉપ-વાસ કરવા, તથા છેલ્લે એક અઠ્ઠમ કરવો. કુલ ૬૬ ઉપવાસ અને ૬૨ પારણા થવાથી ચાર માસ અને આઠ દિવસે આ તપ પૂર્ણ થાય છે. આ વિધિએ તપ કરતાં સિદ્ધપદનું ગરણું ગણવું. જ્ઞાન, ગુરૂ અને સંઘની ભક્તિ કરવી. ઉદ્યાપન ઉપર પ્રમાણે કરવું. (જૈનધર્મસિંધુ.)

આ પ્રમાણે સાધુ તથા શ્રાવકને કરવા લાયક [1]અગીચાર આગાઢ તપ શ્રી જિનેશ્વરે કહેલા છે. મુનિઓએ કરેલી તપસ્યાઓના ઉદ્યાપન માટે મૂલ ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે.—

**उद्यापने च गृहिभिः कार्यं कर्म यथोदितम् ।**
**कारण्यं यतिभिः श्राद्धैस्तदभावे च मानसम् ॥१॥**

અર્થ—ગૃહસ્થીઓએ ઉદ્યાપનમાં તપવિધિમાં કહ્યા પ્રમાણે કર્મ કરવું, તથા સાધુઓએ તપસ્યા કરી હોય તો તેનું ઉદ્યાપન શ્રાવકો પાસે કરાવવું. અથવા તેમ ન બને તો માનસિક ઉદ્યાપન કરવું.

**यद्दिनान्तरितं कार्यं तदनागाढमुच्यते ।**
**एकश्रेण्या विधेयं यत्तदागाढं जगौ जिनः ॥२॥**

અર્થ—જે તપ દિવસને આંતરે કરવામાં આવે તે અનાગાઢ તપ કહેવાય છે, અને જે આંતરા વિના શ્રેણીબંધ કરવામાં આવે તે આગાઢ તપ કહેવાય છે, એમ જિનેશ્વરે કહ્યું છે.

॥ ઈતિ જિનોક્તાનિ તપાંસિ ॥

## ॥ અથ ગીતાર્થોકૃતાનિ તપાંસિ. ॥

## ૮ એકસો વીશ કલ્યાણક તપ.

**यस्मिन् दिने तीर्थकरस्य गर्भावतारजन्मव्रतकेवलानि ।**
**मोक्षो बभूवात्र दिने तपो यत्कल्याणकं तत्समुदाहरन्ति ॥१**

---

૧ ઉપર લખેલા ૭ ઉપરાંત ઉપધાન તપ, યોગોદ્વહન, શ્રાવકની ૧૧ પ્રતિમા ને મુનિની ૧૨ પ્રતિમા—કુલ ૧૧.

અર્થ—જે દિવસે તીર્થંકરનો ગર્ભાવતાર (ચ્યવન) જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને મોક્ષ થયો હોય, તે દિવસે જે તપ કરવો તે કલ્યાણકતપ કહેવાય છે.

**कल्याणक एकस्मिन्नेकाशनमेतयोर्द्वयोर्विरसम् ।**
**आचाम्लं त्रितयेऽपि हि चतुष्टयेऽप्यनशनं प्राहुः ॥२॥**

અર્થ—જે દિવસે એક કલ્યાણક હોય તે દિવસે એકાસણું કરવું, જે દિવસે બે કલ્યાણક હોય, તે દિવસે નીવી કરવી, ત્રણ કલ્યાણક હોય તે દિવસે આંબીલ કરવું અને ચાર કલ્યાણકને દિવસે ઉપવાસ કરવો એમ કહ્યું છે. ૨ (પાંચ કલ્યાણકને દિવસે એકાસણા પૂર્વક ઉપવાસ કરવો. એટલું આચાર ઉપદેશમાં અધિક કહ્યું છે.)

અથવા એક કલ્યાણકે એકાસણું, બે કલ્યાણકે આંબિલ, ત્રણે આંબિલ તથા એકાસણું, ચારે ઉપવાસ અને પાંચ કલ્યાણકે ઉપવાસ તથા એકાસણું એ પ્રમાણે કરવું.

ચોવીશ તીર્થંકરના ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ એ પાંચ કલ્યાણકના ૧૨૦ દિવસોને વિષે ઉપવાસાદિક તપ કરવો, એકાસણાથી જે પંચકલ્યાણક આરાધે તે માગશર શુદિ ૧૦ નું આંબિલ કરે ને માગશર શુદિ ૧૧ નો ઉપવાસ કરી ૬ કલ્યાણક આરાધે અને ઉપવાસથી પંચકલ્યાણક આરાધે તે માગસર શુદિ ૧૦ ને અગ્યારશનો પ્રથમ છઠ્ઠ કરી શરૂ કરે તો પાંચ વર્ષે કલ્યાણકતપ પૂરો થાય. ઉજમણે કનકસિંહ રાજાની જેમ ચોવિશ જિનેશ્વરોની પ્રતિમા ભરાવવી. તિલક ૨૪, પકવાન્ન ૨૪, ખાજાં ૨૪ અને કુંપી, કચોલી વિગેરે પૂજાનાં ઉપકરણો ૨૪–૨૪ ઢોકવાં. ચ્યવન

